નવીન

# ચતુર સુંદર સ્ત્રી

## વિલાસ મનહર રસીક ગરબાવળી.



ઘણા સુધારા વધારા સાથે.

ભાગ ૧-૨-૩-૪-૫-૬.




પ્રસિદ્ધ કર્ત્તા,

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.





આવૃત્તિ ૩ જી—પ્રત ૪૦૦૦.





અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપી.





સંવત ૧૯૬૯. સને ૧૯૧૨.

# અનુક્રમણિકા.

## ભાગ પહેલો.



## ગરબીઓ રાસલીલાની.

## પંદર તથા.



## ગોવાળીયાનાં હાળીયાં.

## ભાગ ૨ જો.

## સીતાજીનાં ધોળ.



## નળ દમયંતીનો વીયોગ.

## ભાગ ૩ જો.

## ભાગ ૪ થો.

## ભાગ ૫ મો.



## ભાગ ૬ ઠો.

# ચતુર સુંદર સ્ત્રીવિલાસ મનહર રસીક

# ગરબાવળી.

## ભાગ ૧ લો.

### શ્રીનાથજીના મહીના.

કારતક માસે રે કહાનજી, મુકી ચાલ્યા પરદેશ;
હું છું નારી રે નાવડી, જોબન બાળેરે વેશ.
ગોકુળ આવો શ્રી નાથજી. ૧

માગશર માસે રે માવજી, વશીઆ સામી રે તેડ;
પિંજર લાગ્યાં રે ઝુરતા, આંખે આંસુડાંની રેલ. ગો. ૨

પોસે સોસેરે દેહડી, તોય સ્નેહ ન વીસરાય;
આડો હિમાળો ઉલટયો, તેથી કંપે કાય. ગો. ૩

માહા માસેરે સેજડી, બીજી વેરણુ રાત;
પિયુજી મારારે ઘેર નહીં, કેમ જાય દિવસ મહારાજ. ગો, ૪

ફાગણુ ફુલ્યોરે ફુલડે, ફુલ્યાં કેસર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઉડે અબીલ ગુલાલ. ગો. ૫

ચઇતરે ચંપોરે મોરીઓ, મોરી અરાડે ભાર;
માલણુ લાવેરે મોગરો, કાચી કળીઓનો હાર. ગો. ૬

વઇશાખેરે મન વેડીયાં, વેડી આંબલીયાની શાખ;
રસ ઘોળાવુંરે વાટકી, જમીએ કોની સંગાથ. ગો. ૭
જેઠે જાણ્યુંરે આવશે, ના આવ્યા સ્વામ શરીર;
બપઇયારે પીઉ પીઉ કરે, મારે હૈયે નવ રહે ધીર. ગો. ૮
અસાડેરે ધન ઉલટયો, માથે ચડયોરે ધનઘોર;
વીજલડીરે ચમકા કરે, બોલે મધુરાશા મોર. ગો. ૯
શ્રાવણુ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;
કોયલડીરે ટઉકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગો. ૧૦
ભાદરવોરે ભલે ગાજીઓ, વરસે મુસળધાર;
પીયુજી મારા મધુપુરમાં, શાલે શોકલડી અપાર. ગો. ૧૧
આસો માસેરે દીવાલડી, આવ્યા શામ શરીર;
થાળ ભરૂંરે મોતીડે, વધાવું સુભદ્રાના વીર. ગો. ૧૨
બારે માસ પુરા થયા, કહે છે કવિરે કરજોડ;
ગાય તેનારે પુરજો, કોડ શ્રી રણુછોડ. ગો. ૧૩

## કેરીની બઇરીના મહીના.

૧ કારતક મહીને કેરી જેનો કંથરે સાહેલી,
આ એ અબળાના દુખનો ન આવે અંત. સાંભળ સાહેલી.
દીવસ ઘટેને રજની મોટી થાશેરે સાહેલી,
આ કેરીના અબળાના કેમ દીન જાશે. સાંભળ સાહેલી.
હીમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આ એ મહીનો આવી રીતે કેમ જાય. સાંભળ સાહેલી.
૨ આ માગશર મહીને સુખ પામું શી પેરરે સાહેલીઃ
આ કેરીડે તો માંડયો અકરાકાર સાંભળ સાહેલી.
આ ઉપજ ખરચની વાત કશી નવ જાણીરે સાહેલી.

આ ખોઇ બેઠો નીજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી
પડયો રહે કંઇ કેફી રસ્તા માંયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૩ પોસે તો ઘર વેચી બેઠો પાપીરે સાહેલી;
આ પીયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી.
જેને મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી,
આ પેલાં ભવનાં દુશ્મન માને બાપ સાંભળ સાહેલી.
એ રતમાં સાસરે જવું સૌ ચાહેરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૪ મહા મહીનામાં બોલે લોક વસંતરે સાહેલી;
આ તે દુખણી કેફીડો જેનો કંથ સાંભળ સાહેલી.
પાન પલોવ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી;
આ દુખણીને સુખ નથી ઓણુ કે પોહોરરે સાહેલી.
ભમર ગાન સુણી પીયુ મળવા મન થાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૫ ફાગણમાં નરનારી ખેલે ફાગરે સાહેલી;
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી.
રમે જમેને હસે મળી નરનારરે સાહેલી;
એ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી.
જોવું ને રોવું ઘરખુણા માંયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૬ ચઇતરમાં-કેમ ધીરજ રાખું ચીતરે સાહેલી;
આ કેદ્દ કરે કેફીડો નીત ને નીત સાંભળ સાહેલી.
ઓ પરમેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી;

આ એ વરથી તો ભલો રંડાપો સાંભળ સાહેલી.
લેહેણાવાળાની ફરીઆદો નીત થાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૭ વીલખતો આવ્યો મહીનો વઈશાખરે સાહેલી,
અધોમધ બેદીલ બરીને થાય રાખ સાંભળ સાહેલી.
સુરજ તપે તો છતર આડું રાખુંરે સાહેલી;
આ દીલ દાઝું તે કોની આગળ દાખું સાંભળ સાહેલી.
રજની ઘટીને દહાડો મોટો થાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૮ જેઠે તો જીવલડો જળવા લાગ્યોરે સાહેલી;
આ કેફીની અબળાનો આનંદ ભાગ્યો સાંભળ સાહેલી.
પગ દાઝે તો મોજડીઓ લઈ ઘાલુંરે સાહેલી;
આ કારજડું દાઝે તે કેમ કરી ઠારૂંરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૯ અસાડ ચડી આવ્યો છે ઘન ઘોરરે સાહેલી,
એ મોટો હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી.
કેફી કંથ બંધીખાનામાં માલેરે સાહેલી,
આ પરણેલીના દીલમાં ઓરતો સાલે સાંભળ સાહેલી.
લીલીધરા વિધવિધના અન્ન વવાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૧૦ શ્રાવણમાં મેં શીવ પુજા નહીં કીધીરે સાહેલી,
આ દૈવે મુજને કેફીની કરી દીધી સાંભળ સાહેલી.
ચીત ટળે તો વ્યશની જુઠો ચોરરે સાહેલી;
ભાગ્યવંતી જે પીયુ સાથે સોહાયરે સાંભળ સાહેલી.

મારૂં કાળજું બળી ખાખ થાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૧૧ ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી,
આ કેફીની બૈરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી.
નદીએ આવ્યાં પુર જળની પુરૂરે સાહેલી,
આ પીયુ સાંભળતે આગ જળે છે ઉર સાંભળ સાહેલી;
માળે બેશી પંખીડાં મલકાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
૧૨ દીવાળીના દહાડા આસો માસરે સાહેલી;
આ કેફીની બઇરી તો નીત ઉદાસ સાંભળ સાહેલી.
રમે જમેને ધરે નવા શણગાર રે સાહેલી;
આ કેફીની નારીને નયણે જળધાર સાંભળ સાહેલી.
ગુણવંતી હળી મળીને ગરબા ગાયરે સાહેલી;
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
માસ અધીકમાં અધીક પણે શું કહીએરે સાહેલી;
આ પીયુ બંધીઆને એકલાં કેમ રહીએ સાંભળ સાહેલી.
એ વરથી મુજને છોડાવા ધાયરે સાહેલી;
તો દલપતના સ્વામીને લાગુ પાય સાંભળ સાહેલી.

## પતિને પરદેશ ન જવા દેવા વિષેના મહીના.

( ઓધવજી સંદેશો કેજો શામને. એ રાગ. )

કારતક મહીને અબળા કહેછે કંથને, હવે શીઆળો આવ્યો સ્વામીનાથજો
હીમાળુ વા વાયોરે હલકી ટાઢમાં, શું શોધો પરદેશ જવાનો સાથ જો;
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૧
માગશર મહીને હોંશ ઘણી મન માહરે, રશીયા રમ્યાની માજમ રાતજો;
ઘુંઘટડો કહાડી ઘર આગળ ફરૂં, પીયુ મેલો પરદેશ જવાની વાતજો;

એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૨
પોસે જે અબળાને પીયુડે પરહરી, તે નારીનાં પુરણ મળીયાં પાપજો.
સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે, મૈયરમાં નવ ગોઠે માને બાપજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૩
માહા મહીને ન કરીએ નાથ મુસાફરી, ધણી સાટે જઇ લાવો ખોરી જારજો;
વ્હેંચીને જમશુંરે મારા વાલમા, જરૂર નહી જાવા દઉં ઘરથી બહારજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૪
ફાગ રમે ફાગણમાં નરને નારીઓ, ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાયજો;
જે નારીનો નાવલીઓ નાશી ગયો, કહો તેણે કેમ નજરે જોયું જાયજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૫
ચૈતરમાં ચતુરને પંથ ન ચાલવું, જે ઘેર નારી હોયે ચતુર સુજાણજો;
વ્હાલપણે વચનેરે પીયુને વશ કરે, નીરધાર્યું તે પડયું રહે પરીઆણજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૬
વાવલીઆ વાયારે પીયુ વૈશાખના, રજ ઉડેને માણેક મેલું થાયજો;
નથનીનું મોતી હીરો હારનો, કહે પરહાથે તે કયમ ધીર્યો જાયજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૭
જેઠે તો પરદેશ જાવું દોહલું, ધોમ ધીકે ને લાય જેવી લુ વાયજો;
કોમળ છે કાયારે મારા કંથની, વણશીંચ્યાં જેમ ફુલડીયાં કરમાયજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૮
અંબરઘન છાયોરે માસ અસાડમાં, મોર બોલેને મેહ વરસે મુશળ ધારજો.
કચરાને કાદવની મચી છે મેદની, પંખી માળા ઘાલે ઠારો ઠારજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૯
શ્રાવણમાં શીવ પુજીને મુખે માંગીએ, વાલાનો નવ થાજો કદી વીજોગજો;
ઉમીઆના સ્વામીજી આપો એટલું, સાસુના જાયાનો નિત્ય સંજોગજો.

એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૧૦
ભાદરવો જોબનનો ફરી નહીં મળે, વહી જાશે જેમ નદીઓ કેરાં નીરજો;
એ વારે દીવસ એળે નવ કહાડીએ, વાત વિચારી જુઓ નણુંદના વીરજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૧૧
આસોના દીવસો અતિ રળીઆમણા, ખાવું પીવું કરવા નવલા ખેલજો;
ભેગાં બેશી જમીએ રમીએ સોગટે, છાતીમાં બીડીને રાખું છેલજો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કીજીયે, રહો જોડીને નેણુ સંગાથે નેણુજો;
જેમ ન છુટે ખુટો કાચ બીલોરનો, દાસ દયાના પ્રીતમ જાણુ પ્રવિણુ જો.
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૧૩

---

# ગરબીઓ રાસલીલાની.

## ગરબી.

(ઠગમાં તે ઠરેરે જગમાં જે જન બોલે જુઠું એ રાગ.)

વનમાં લઇ જઇરે, મુજને ભુલાવી કાનુડે. ટેક.
આંખતણે અણુસારે મુજને, સાન કરી સમજાવી;
મેં જાણ્યું આજ રજની, હેત કરી બોલાવી. વન૦ ૧
મંદીરથી હું બહાર નીસરી, આવી એની પાસે;
કર ઝાલી મુજને લેઇ ચાલ્યો, જાણ્યું કંઈ લઈ જાશે. વ૦ ૨
અઘોર વનમાં ઊભી રાખી, કહ્યું ખાવા કંઈ લાવું;
સામગ્રી બહુ ભાત ભાતની, જલદીથી લઈ આવું. વ૦ ૩
એમ કહી આ મારગ ચાલ્યો, બોલી વેણ રસાળું;
વાટ જોતામાં રાત પડી ગઇ, ઊભી રસ્તો નિહાળું. વ૦ ૪

ઘન ગાજેરે ઘોર અંધારી, રાતે વીજળી ચમકે;
હું ગભરાણી કાંઇ ના સુજે, કાળજડું માહારૂં ફ્ટકે. વ૦ ૫
દાદુર મોર બપઇયાં બોલે, ઝરમર મેઘલો વરસે;
વન વગડામાં હું એકલી, પીયુ વિના જીવ તરસે. વ૦ ૬
વ્રહેની જવાળા શરીરે વ્યાપી, તેથી થઇ હું ઘેલી;
એક દુઃખમાં બીજું થયું બાઇ, વરસાદે કરી હેલી. વ૦ ૭
ચાર પહોર રાતે અથડાણી, ના રહી દુઃખની બાકી;
મયારામના પ્રીતમ સારૂં, ફરી ફરી હું થાકી. વ૦ ૮

---

## ગરબી ૨ જી. રાગ ઉપરનો.

હુંતો એકલીરે, મુજને અઘોર વનમાં મે'લી. ટેક.
ગભરાણી મારગ ના સુજે, અકળાએ જીવ જાશે;
અરે દૈવ તેં આ શું કીધું, પુંઠે વાતો થાશે. હુંતો૦ ૧
વેરણ મારી માવડી મુને, પેહેલેથી ના મારી;
ઉછેરીને મોટી કરી, ત્યારે સંગ થયો ગીરધારી. હુંતો૦ ૨
ત્યારે મુજને વનમાં લાવ્યો, આ સુખને હું પામી;
કોની આગળ કરૂં વારતા, દુઃખની ના રહી ખામી. હુંતો૦ ૩
શું કરૂં હવે કે'ની પાસે, જઇ વીસામો ખાવું;
રેણી નિરગમી રવિ પ્રગટ થાએ, મારગ ચાલી જાવું. હુંતો૦ ૪
શું જાણી એ કંઈ ગયો, મુને વન વગડામાં મેલી;
મુજ સરખી રસ્તે મળી, કોઈ સુઘડ નાર અલબેલી. હુંતો૦ ૫
તેની વાંસે ગયો હશે, એ કપટી કુંજ વિહારી;
મયારામનો પ્રિતમ પ્યારો, થઇ ગયો વ્યભિચારી. હુંતો૦ ૬

---

## ગરબી ૩ જી.

મુજને દગો કર્યોરે, પેલા નંદજીને છૈયે. ટેક.
માત તાતનું કહ્યું ન માન્યું, ન કર્યું કોઇનું વાર્યુંઃ
અઘોર વનમાં તેડી લાવી, કર્યું પોતાનું ધાર્યું. મુજ૦ ૧
મારાથી છળભેદ કરીને, કયાં ગયો શું જાણું:
રાત દીવસ વનમાં આથડવું, ધીરજ કેઈ પેર આણું. મુ૦ ૨
અરે વીશંભર આ શું કીધું, કોઈ નારે ભરમાવ્યો;
વહાલપણામાં વેર કરીને, ગયો તે પાછો નાવ્યો. મુ૦ ૩
તેનો શોચ ઘણોરે મુજને, મનમાં સમજી રહીએ;
સુખદુઃખ કરમે ભોગવવું તે, કોની આગળ કહીએ. મુ૦ ૪
શાને કાજે વેરી થઇને, આ વિશ્વમાંય ભમાવી;
રસ્તે દુઃખ પામું ઘણું, એને દયા કાંઇ ના આવી. મુ૦ ૫
એવો નીર્દય થઇ ગયો, એને શીખામણ કોણ આપે;
શોક સમુદ્રમાં હું પડી, મારૂ કાળજડું કાં કાપે. મુ૦ ૬
હે પરમેશ્વર કહું છું તુજને, મ્હારે તે શું કરવું;
અકળામણ આવે ઘણી, આ જીવ્યાથી ભલું મરવું. મુ૦ ૭
એક વિચાર મનમાં કરૂં. જઉં વંદ્રાવનની વાટે;
મયારામ પ્રીતમ મળશે, જમુનાજીને ઘાટે. મુ૦ ૮

---

## ગરબી ૪ થી.

કાનો કયાં ગયોરે, અહીંયાં કાણુ અમારૂં મેલી. ટેક.
બીક ઘણેરી લાગે મુજને, નીંદ્રા નાવે જાગું;
ગિરીવરધારી કુંજ વિહારી, ચરણે એને લાગું. કાનો. ૧

શ્રી નારાયણુ શ્રી પુરૂષોત્તમ, વારે મારી ધાજો;
આ વનમાં અંધારી રાતે, સહાય આવીને થાજો. કાનો. ૨

રૂદન કરતાં રવિ પ્રગટ થયોને, લાગી તાલાવેલી;
ઘેર જતાં ઘરનાં સૌ પુછે, ગઇતી કહાં એકેલી. કાનો. ૩

કશુંબે રંગેલી તાહારી, સાડી ચરણું ચોળી;
વરસાદે ભીજાઇને આવી, કોણે રંગમાં રોળી. કાનો. ૪

તે સારૂં હું ઘેર જઉં કેમ, એકે દશા નવ સુજે;
કોની આગળ કરૂં વારતા, શરીર થરથર ધ્રુજે. કાનો. ૫

એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી;
ઉભી રહે બાઇ મારાસમ તુજને, હીંડે છે મદમાતી. કાનો. ૬

કરજોડી તુજને પુછુછું, ખબર હોય તો કહેને;
નંદજીના કુંવરની મુને, ભાળ્ય બતાવી દેને. કાનો. ૭

હા બાઈ મેં હમણાં દીઠો તો, કદમ ખંડીની પાસે;
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો. ૮

---

## ગરબી ૫ મી.

હુંતો ઘેલી થઈ રે, પેલા કાનુડાની સંગે. ટેક.
સૈયર મારી શું કહું તુજને, દીલડાં કેરી વાતે;
સાન કરી મુજને તેડી ગયો, મંદીરમાં મધરાતે. હુંતો૦ ૧
શું જાણું એણે શું કીધું, શું મુજને ખવડાવ્યું;
શું ચેટક લગાડયું મુજને, તેમાં ચિત્ત ભમાવ્યું. હુંતો૦ ૨
તે દહાડાનું મનડું ફટકયું, કો આગળ જઈ કહીયે;
અહરનીશાં સમરણુ કરૂં એનું, એ વિના કયમ રહીયે. હુંતો૦ ૩

પરથમથી સહુ વાતો કરતાં, છે કાનુડો કપટી;
મુજને ભોળવી ભુરકી નાખી, તેમાં ગઈ હું લપટી. હુંતો૦ ૪

નાત જાત મરજાદ તજીને, કોઇની બીક ન આણી;
કામ કાજ ધરધંધો ભુલી, લાલચમાં લોભાણી. હુંતો૦ ૫

એની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો;
હરેક રીતે એને સમજાવી, મંદીર તેડી લાવો. હુંતો૦ ૬

તો એની સંગે રમીને, દુઃખડાં મારાં વામું;
ચેટક મારા ભવનું દુર થઇ, સુખ સાગરને પામું. હુંતો૦ ૭

તુજને મોકલું એ નહિ આવે, એનો નહી વિશ્વાસ;
મયારામના પ્રીતમ વિના, હું ઘણી થઈ ઉદાશ. હુંતો૦ ૮

---

## ગરબી ૬ ઠ્ઠી.

સૈયર શું કહુંરે, પેલા કાનુડા કપટીને. ટેક.
કાલ સવાર મંદીર આવી, મુજને બહુ ભરમાવી;
વાતની વાતે ચટકો લાગ્યો, તરત ગયો રીસાવી. સૈયર૦ ૧
આતે હવે એને શું કહીએ, નથી કરતો મન તોલે;
જાણે પ્રિત વિસારી દીધી, મુને લીધી વણુ મોલે. સૈયર૦ ૨
એ થયો એવી નથી થાતી, રાખું છું મરજાદ;
મારે અંતર સ્નેહ ભાવ તે, નથી છુટતો નાથ. સૈયર૦ ૩
મારે મન એ પ્રાણ અમારો, એને મન કંઇ નાવે;
પરનારીને મંદીર ભટકે, શાને માન ઘટાવે. સૈયર૦ ૪
કંથ પલંગે પોઢયા પછી, હું મધરાતે નીત જાતી;
મારગમાં કંઇ બીક ન આણું, હું કઠણ કરતી છાતી. સૈયર૦ ૫

રંગ રમી હું એને રીઝવા, ભોર થયે ઘેર આવું;
અરસપરસ ઘરનાં ના જાણે, કેટલી વાત છુપાવું. સૈયર૦ ૬
સાસુ સસરો જેઠ જેઠાણી, સઉકો મુજને વારે;
વૌવારૂ તમો બહાર ન જાશો, નણુદી મેણાં મારે. સૈયર૦ ૭
કઠણુ વચન વચન મેં સૌનાં સહીને, એ સંગે રહી મળતી;
મયારામના પ્રિતમની હું, ખુશામત નિત કરતી. સૈયર૦ ૮

---

## ગરબી ૭ મી.

એને ના ઘટેરે, મુજને કાનુડે તરછોડી. ટેક.
હે બાઇ તુજને વાત કહું તે, જોને મન વિચારી;
વ્યભીચારીનો સંગ કર્યાથી, થઇ ફજેતી મારી. એને૦ ૧

જ્યારે એને ગરજ હતી ત્યારે, વનમાં તેડી જાતો;
અહનિશાં રંગ મારી સાથે, માણી સુખીયો થાતો. એને૦ ૨

સાત પાંચ દસ બાર મળીને, એને કોઈ ભરમાવે;
તે સારૂ મારગમાં જાતાં, બોલું તો ના બોલાવે. એને૦ ૩

નગણા સાથે નેહ કદાપી, કોટી જન્મ ના કરીએ;
તરણાથી હળવી થઇ જઇએ, લોકમાં લાજી મરીએ. એને૦ ૪

પહેલેથી તે આડે ખાડે, કરે પોતાનું ફાવ્યું;
એવા સાથે પ્રિત કરીને, પાછળથી પસ્તાવું. એને૦ ૫
આવડું વેર તે સાને કાજે, રાખે મારી સાથે;
શો બિગાડ કર્યો મેં એનો, કરે ફજેતી હાથે. એને૦ ૬
રીસે બળતી તુજને કહું બાઇ, કપટીને શું કહીએ;
ભુખ તરસ આ વનમાં વેઠી, નિત એ સંગે જઇએ. એને૦ ૭

તન મન ધન હું એને સોંપી, શરણે રહી છું નારી;
મયારામના પ્રિતમ સાથે, સઘળી વાતે હારી. એને૦ ૮

---

## ગરબી ૮ મી.

મુજને દગો કરીરે, પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
પહેલેથી મુજને હેત દેખાડી, કપટે કરતો વાતો;
મુજ સરખી અલબેલી મુકી, પર મંદીરમાં જાતો. મુ૦ ૧
આડું અવળું ઘણુંયેહેરૂં, કંઇ નથી ફાવતો લાગ;
ત્હારા સમ જો દેખું વાટમાં, ઉતારી લેઉં પાઘ. મુ૦ ૨
શી એમાં એની તે શોભા, કરતો નથી વિચાર;
દુરિજન વ્રિજના લોક જાણશે, હાંસી કરશે વ્રીજનાર. મુ૦ ૩
જ્યારે મારે મંદીર આવે, કર જોડી રહું ઉભી;
કેઇ શોક્યે એને ભરમાવ્યો, શા વાંકે મને દુભી. મુ૦ ૪
એના મનનું હારદ સમજી, વળતો ઉત્તર આપું;
સા માટે નગણો થઇ બેઠો, તન મન એને સોંપ્યું. મુ૦ ૫
માટે જઇ કહેજે કાનાને, થઇ રહેજે હુશીયાર;
લોક લાજની ગરજ હોય તો, મળજે એકજ વાર. મુ૦ ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ;
નહીંતો જોગ ધારણ કરીને, વંદ્રાવનમાં ફરીએ. મુ૦ ૭
બ્હેની મારી વાત સાંભળી, કોઈ દયા મન લાવો;
હરેક બાને એને સમજાવી, મંદીરમાં તેડી લાવો. મુ૦ ૮
એને શીખામણ દેઈ સમજાવે, તેની થઇ રહું દાસી;
મયારામના પ્રિતમની આ, વ્રિજમાં થાશે હાંસી. મુ૦ ૯

---

## ગરબી ૯ મી.

વાલો ક્યાં ગયો રે, મારો સુઘડ સ્નેહી. ટેક.
ચાર ઘડી પહેલો અહીં આવી, મુજને દેખા દીધી;
કોઇ ઠગણી એને લેઇને, આ રસ્તે ગઇ સીધી. વાલો૦ ૧
મારી નજરે એતો ચાલ્યો, વંદ્રાવનની વાટે;
હું પણ એની પુંઠળ ગઇતી, જમનાજીને ઘાટે. વાલો૦ ૨
બંશીબટના ચોકમાં જોયું, જોયું કુંજ ગલનમાં;
મેં એને નજરે ના દીઠો, પાછી આવી ઘરમાં. વાલો૦ ૩
બાળપણાની પ્રિત એ સાથે, શી રીતે રહું અળગી;
તન મન ધન એને સોંપ્યું છે, તેથી રહી હું વળગી. વાલો૦ ૪
ચંદ્રભાગા ચંદ્રાવળી તમને, વાત કહું સાંભળજો;
લલિતાને જઈ એટલું કહેજો, જઇ કાનાને મળજો. વાલો૦ ૫
જે રીતે સમજે તે રીતે, સમજાવીને લાવો;
તાહરો ગુણ હું નહિ વિસરૂં, ઝટપટ વહેલા આવો. વાલો૦ ૬
એટલું કહેતાં નહિ આવે તો, શું છે એનું કામ;
જાતે જઇ કર ઝાલી લાવું, વળતી મારે ધામ. વાલો૦ ૭
શું કરૂં વચને બંધાણિ, મારે એની આશ;
મયારામના પ્રિતમની હું, વણ મુલે લીધી દાસ. વાલો૦ ૮

---

## મહાકાળીનો ગરબો.

પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે;
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે. ૧
મા સોળ કરો શણગાર મહાકાળીરે;
માની ઓઢણી ઝાકઝમાળ પાવાવાળીરે; ૨

માને કાંબીને કડલાં શોભતાં મહાકાળીરે,
માને ઝાંઝરનો ઝમકાર પાવાવાળીરે. ૩
માને બાંહે બાજુબંધ બેરખાં મહાકાળીરે;
માને દસે આંગળીએ વેઢ પાવાવાળીરે. ૪
માને ઝાલને ઝુમણું શોભતું મહાકાળીરે;
માને કંઠે એકાવળ હાર પાવાવાળીરે. ૫
માને નાકે નકવેસર શોભતું મહાકાળીરે;
માને ટીલડી તપે લેલાટ પાવાવાળીરે. ૬
માને સેંથો ભર્યો સીંદુરનો મહાકાળીરે;
માનો ચોટલો વશીયલ નાગ પાવાવાળીરે. ૭
મા ચોસઠ બેની તેડાવશું મહાકાળીરે;
મા સાથે કેયલ વીર પાવાવાળીરે. ૮
મા ફુલના દડા હાથમાં મહાકાળીરે;
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે. ૯
મા પડુ પરગણું તાહરૂં મહાકાળીરે;
મા ગુજર ખંડમાં ગામ પાવાવાળીરે. ૧૦
મા શનખલપુર સોહામણું મહાકાળીરે;
માનો તેને ટોડે પુર વાસ પાવાવાળીરે. ૧૧
મા સરવે મળીને કરી સ્થાપના મહાકાળીરે;
માજી માનસરોવર માંય પાવાવાળીરે. ૧૨
મા કુકડીયાતે સજ કર્યા મહાકાળીરે;
મા થયાં તે ઘડી અસ્વાર પાવાવાળીરે; ૧૩
મા કેસરી વાઘા પેહેરીયા મહાકાળીરે;
મા લીધું ભમર ભાલું હાથ પાવાવાળીરે. ૧૪

મા રમતાં રમતાં નીસર્યાં મહાકાળીરે;
આવ્યાં માન સરોવર પાસ પાવાવાળીરે. ૧૫
મા સાથે લશ્કર ચાર કુતરી મહાકાળીરે;
આવ્યા માનસરોવર માંય પાવાવાળીરે. ૧૬
માન સરોવર તલાવડી મહાકાળીરે;
તેમાં ભરીયાં નિરમળ નીર પાવાવાળીરે. ૧૭
માએ ઉતરીને કીધાં વોતીયાં મહાકાળીરે;
માએ નાહિને પીધું નીર પાવાવાળીરે, ૧૮
મા ઘોડીનો ઘોડો થયો મહાકાળીરે;
મા અસ્ત્રીમાંથી પુરૂષ પાવાવાળીરે. ૧૯
માનો પટંતરો ત્યાંથી થયો મહાકાળીરે;
માનો પૃથ્વીમાં મહીમા પાવાવાળીરે. ૨૦
મા હિન્દુ કેરા દેવતા મહાકાળીરે;
બળધારી બહુચર માય પાવાવાળીરે. ૨૧
મા લીલા તે નેજા ફરફરે મહાકાળીરે;
આવી મુગલા કેરી ફોજ પાવાવાળીરે. ૨૨
મા બહુચરમા એમ બોલીયાં મહાકાળીરે;
અલ્યા માં લઈશ મારૂ નામ પાવાવાળીરે. ૨૩
મા મુગલેવાત મનમાં ધરી મહાકાળીરે;
ચડી મુગલા કેરી ફોજ પાવાવાળીરે; ૨૪
મા બહુચર માના મ્રગલા મહાકાળીરે;
તે તળીયા તાવી માંય પાવાવાળીરે. ૨૫
કુકડીઆ ભોજન કીધા મહાકાળીરે;
પછી ચહડી તે માને રીસ પાવાવાળીરે. ૨૬

મા મુઆ તે મરગલા બોલીયા મહાકાળીરે;
આ અસુર તણું ઘટ માંય પાવાવાળીરે. ૨૭
મા બહુચરમા તમે કોપીયાં મહાકાળીરે;
પછી માજી થયાં અસ્વાર પાવાવાળીરે. ૨૮
મા ત્રીશુળ લીધું હાથમાં મહાકાળીરે;
મા કીધો અસુર તણો નાશ પાવાવાળીરે. ૨૯
મા કુદી ઘોડો મારીઓ મહાકાળીરે;
મા હાથી પાડયો એક પાવાવાળીરે. ૩૦
મા મોટો મુગલ એક મારીયો મહાકાળીરે;
બીજા મુગલ્નોનો નહી પાર પાવાવાળીરે. ૩૧
મા બળ કરી મુગલ મારીયા મહાકાળીરે;
માર્યો પાચ્છાનો ભાણેજ પાવાવાળીરે. ૩૨
મા સામે થયું સઉ એકઠું મહાકાળીરે;
મા ચાલ્યાં તે મુગલ પાસ પાવાવાળીરે. ૩૩
તે મારૂં તે વાર્યું નવ કર્યું મહાકાળીરે;
તેં હાથે વસાવ્યું વેર પાવાવાળીરે. ૩૪
ત્યાં હાથ જોડીને આવીઆ મહાકાળીરે;
માને લળી લળી લાગે પાય પાવાવાળીરે. ૩૫
મા સોનાના ઘડાવું કુકડા મહાકાળીરે;
મા લાવું મંડપ માંય પાવાવાળીરે. ૩૬
મા તારૂ દેવળ ફરી ચણાવું મહાકાળીરે;
મા ઉપર ધોળી ધજાય પાવાવાળી. ૩૭
મા તારો ચાચર સાધવું મહાકાળીરે;
કહે વલ્લભ કોડે બાંધશું પાવાવાળીરે. ૩૮

# શારદાના મહીના.

## રાગ સંદેશાનો.

આસો માસે સમરૂ માતા સરસ્વતી, વાસ વસો જીવ્હાએ આવી માતજો;
નરનારીને નવરાત્રી મન માનતી, રજની દીવસ હૃદે સઉનાં રળીઆત જો.
સેવક થઈ સમરૂ માતા શારદા. ૧
કારતક માસે પંડીત કાળીદાસની, વામી જીભે આપ્યું માતા વરદાન જો;
અમરત ચોઘડીએ જાણે તે અવતર્યો, અમર થયોને અમર કર્યાં રાજાને જો.
માગશરે માતા મળવાની આશ છે, અલબેલી તું પુર અમારા કોડજો;
જગદંબા છોજી જીભે જશદાયની, આપ પ્રતાપે નાવે ખાંપણ ખોડજો. ૩
પોશે પંડીત પામ્યા પ્રખ્યાતી કંઇ, તે સઘળો છે માવડી તુજ પ્રતાપજો;
પાર ન પામીયા શેષ મહેષ બ્રહ્મા, કહી ગયા તે વેદ પુરાણે છાપજો. ૪
માહે પંડીત માઘ થઇ ગયો મલપતો, તેને નામે મહીનો લખીયો માઘજો;
વળી પાંચમ દીન પ્રગટી વસંતપંચમી, દીન રજની નવ લાગ્યો એક ડાઘજો.
ફાગણ માસે હોળી આવી ફાલતી, રસ બીભત્સને સુખે પહેરી ચીરજો. ૬
ચઇતરે ચીત ચોટયું છે તુજ ચરણમાં, વરણ વરણમાં કરતું તારો વાસજો.
શરણે સેવક આવ્યો તે ઉગાર તું, દીનદયાળી હું છું તારો દાસજો. ૭
વઇશાખે વીપત વિદારો વિશ્વની એટલું, માગુ અંતર અતી અકળાયજો;
તું માતા પીતા છું ઓ માવડી, તું રીઝે તો કરે રંકને રાયજો. ૮
જેઠે તાપ તપે મારૂં તનડું તપે, શીતળ કરીને છાંટો ઠંડું નીરજો;
અમરત પાઇ ઉછેરો માતા માહરી, ભવની તો ભાગો મારી ભીડજો. ૯
અસાડ મહીને છોડ અસાડી આપને, જાણો માજી જન્મોજન્મ જરૂરજો;
ઘન ગરજે ને વળી ઝબકે વીજળી, દ્રષ્ટી તારી થકી હું નથી દુરજો. ૧૦
શ્રાવણ માસે સેવું ને સમરૂ સદા, તેપર માતા ધરૂં તારૂં ધ્યાનજો;

રસ બસ કર રસથી ભુરપુર તું, વળી માગું એ તારૂં વરદાનજો. ૧૧
ભાદરવે ભલી ભાત ભજાવો ભક્તની, ભારે ભારે મોજ બણે વૈભોગજો;
એવીજ છે ઇચ્છા મા મારે અંતરે, મનમોહનને રીઝે સજ્જન લોકજો.૧૨

---

## બહુચરાજીના મહીના.

### શીવશંકર ભોળા એ રાગ.

ચઇતરે ચિત્ત ઘણું બાંધ્યું, નમી નમી બહુચર આરાધું;
મન મારૂં ગોખે જઈ લાધ્યું, શેવોને શંખલપુર રાણી. ૧

વઇશાખે વાવલીયા વાયા, માજીના ગઢ ભણી આયા;
અંબાજીની મોટી છે માયા, શેવોને સંખલપુર રાણી. ૨

જેઠે તો જુગતી છે સારી, હરી હર બ્રહ્મ થકી ન્યારી;
જાઉં ગોખ ઉપર બલીહારી. ૩

અશાડે તો મેઘ ઘણા ગાજે, છતર શીર બહુચરને છાજે;
ચાર પહોર ચોઘડીઆં વાજે. ૪

શ્રાવણ શરવડીએ વરશે, માજીને ભજશે તે તરશે;
નક્કી બીજા અથડાઇ મરશે. ૫

ભાદરવો ભલી પેરે ગાજે, સેવકને સન્મુખે થાજે;
બુડતાં બાવલડી સાજે. ૬

આસો માસે આવી દીવાળી, આવ્યા છે અંબા ને કાળી;
ગરબે રમો બહુચરબાળી. ૭

કારતકે કોયલડી બોલે, ન આવે મારી માજીની તોલે;
તે જોતાં ત્રણે ભોવન ડોલે. ૮

માગશરે સરોવરમાં નહાયે, ચાચર આવી ગરબા તો ગાયે;
સેવકની મા કરજો સાયે. ૯
પોષે પ્રીત ઘણી ધારી, પાંડવ પાંચે લીધા ઉગારી;
કૌરવ સર્વે ગયા હારી. ૧૦
માહે તો મને નથી ગમતું, મન મારૂં રહે છેરે ભમતું;
મન મારૂં માજીમાં રમતું. ૧૧
ફાગણે ફેર ફરે હોળી, પેહેર્યાં માએ ચરણાં ને ચોળી;
કેશર બહુ છાંટયાં છે ગોળી. ૧૨
બારે માસ પુરણ કીધા, દહીતને દંડ ભલા દીધા;
અમર સૌએ ઉગારી લીધા. ૧૩
આસો સુદ બીજ ને બુધવારે, બારે માસ થયા નીરધારે;
વલભની ચડજો મા વારે, શેવોને સંખલપુર રાણી. ૧૪

---

## જીવણપ્રાણના મહિના.

રથ આવ્યા અક્રૂરના, છુટા દે દરબાર;
શબ્દ કરે છે સુંદરી, વળી જુએ છે વાટ.
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાના તે મારગ ઝાલ્યારે;
વ્હાલો ઠાકોર વળી જુએરે, નેણ ભરેને રાધકા રૂએરે.
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓ છો માયા મેલીરે;
જીવન પ્રાણ છો, આત્મારામ છો. ટેક.
કારતક મહીને કંથ શીધાવ્યા, રહી ન શકે નારી;
અંતર જામી નથી અજાણ્યા, હસી ઉઠયા રહી હારી.
મેં તો શંભુની તો સેવના ન કીધીરે;
મારી હરીએ દયાતની દીધીરે, જીવનપ્રાણ છો આત્મારામ છો. ૧

માગશર મહીને મેલી ગયા, જઇ બેઠા જગદીશ,
કોઈ સંદેશો લાવે શામનો, તેને ચરણે નમાવું શીશ;
તેને ચરણે નમાવું શીશરે, કોઇ દેખાડો જગદીશરે,
હું રાંધું રસોઈ બતરીશરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૨
પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ,
જમણ હતા તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ;
હરીએ ઠાલા તે મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળરે,
મારી જાય જુવાની બાળરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૩
માહા મહીનાની ટાઢડી, અતી રાતે અંધકાર,
આંસુ લોચન વહી ગયાં, વરસે શ્રોણીત ધાર;
મને વહેની તે વેદના થાયરે, હુંથી એકલડાં ન રહેવાયરે,
મારી થરથર કંપે કાયરે, જીવણ પ્રાણ છો આત્મારામ છો; ૪
ફાગણ ફુલ્યો ફુલડે, રમતા રાઘવરાય,
આંસુ ફુલે સુંદરી હરી, તજી ગયા જમણી બહાય;
વહાલો સોળસે ગોપીઓ માયરે, કાનુડાને કાંઇ ન કહેવાયરે,
વહાલો મુકી ગયો વન માંયરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૫
ચઇતર ચંપો ફાલીયો, પીપળ આવ્યાં પાન,
નાવ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન;
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરિ ભજ્યાની હામરે;
કોઈ દેખાડો શ્રીરામરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૬
વઇશાખે વાય વાવલાં, મુખનું ઉડયું નુર,
તાપ તપે તનડું તપે, હરી મેલી ગયા છે દુર;
એવો આવ્યો છે માથે ઉનાળોરે, એવો કપટી કાનુડો કાલોરે,
મને મુકી ગયો મોરલીવાળોરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૭

જોડે જાણ્યું આવશે, વેગે વીઠલરાય;
ચંદન ઘોળું વાટકે, વીઝણે ઢોળું વાય;
હરીને વીઝણે ઢોળું વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે,
મારા કાળજામાં કાંઇ થાયરે, જીવણ પ્રાણ છો આત્મારામ છો. ૮

અશાડ ચમકે વીજળી, ઘન ગરજે ઘમ ઘોર,
આંસુડે ભીંજાય મારી ચુંદડી, મીઠડા બોલે મોરરે;
એવા મીઠડા બોલે મોરરે, કરે બપૈયાં કલોલરે,
મારૂં જાગે જોબનનું જોરરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૯

શ્રાવણ વરશે સરવડીએ, નહાવું નિર્મળ નીર,
પેહેર્યાં પીતાંબર પોતીયાં, ઓઢણ આછાં ચીર;
હરી ઓઢણ આછાં ચીરરે, આપણે ના'તાં જમનાં તીરરે,
એવા ઢળતાં શીત શરીરરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૧૦

ભાદરવો ભલો ગાજીઓ, પણ નાવ્યા બળવીર,
ચીર હતાં તે હરી ગયા, મારૂં શાણે ઢાંકું શરીર;
મારી પહોંચે નજર નહી નાખીરે, વહાલે ભરવાડની ગતી રાખીરે,
શામળીએ ન જોયું ઝાંખીરે, જીવન પ્રાણ છો, આત્મારામ છો. ૧૧

આસો માસ ભલે આવીયો, સઉની પુરી આશ;
તોરણ બાંધ્યાં ટોડલે, અને ગાય હરી જન દાસ;
ઘેરે ઘેર મંગળ ગાયરે, ત્યાં થેઈ થેઇ થેઇકાર થાયરે,
શ્રોતા વક્તાનાં સંકટ જાયરે, જીવન પ્રાણ છો આત્મારામ છો. ૧૨



## નંદલાલના મહિના.

આવોને નંદલાલ, રમવા આવોનેરે,
નીરમે થયા છો નાથ, રમવા આવોનેરે;
કારતક મેંતો કરડેરે કાઢયો, ભરદરીએ જેમ જહાજ; રમવા૦ ૧
માગશર મહીને મારગડેરે મેલી, હવે અમારૂં કોણુ છે બેલી;
ગીરધર વીના થઇ ઘેલી. રમવા૦ ૨
પોષ માસે જીવન પ્રાણુ તજું છું, લોકડીયાની લાજ લોપું છું;
સંસાર તાજ કરૂં છું. રમવા૦ ૩
માહા મહીને મંદીઆંરે સુનાં, હરી વીના આસનીયાંરે સુનાં;
વહાલા વીના જાય છે જોબનીઆં. રમવા૦ ૪
ફાગણે ફગફગતી હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી;
વહાલા વીના ખેલે કોણે હોળી. રમવા૦ ૫
ચયતરે મને ચીંતારે લાગી, સુતી સેજલડીમાંથી ઝબકીને જાગી;
વહાલાની લેહ લાગી. રમવા૦ ૬
વયશાખે વાવલીયા વાયા, આંખ ઉઘાડી ચોદીશે જોયા;
આંસુ પાલવડે લોયાં. રમવા૦ ૭
જેઠ માસે જગજીવન આવે, વયષ્ણુવ સરવે વધામણી લાવે;
વહાલો મારો કાંઇ ન કહાવે. રમવા૦ ૮
અશાડે હું અબળા નારી, જોબન દરિયે પુર છે ભારી;
પીયુના વચનને વીસારી. રમવા૦ ૯
શ્રાવણુ તો શરવડીએ વરશે, નદીએ નીર ઘણેરાં હળશે;
વહાલો મારો શી રીતે ઉતરશે. રમવા૦ ૧૦
ભાદરવો ભરદરીએ ગાજે, લીલાં વન નવ પલવ છાજે;
વહાલો મારો કાંઇ નવ લાજે. રમવા૦ ૧૧

આસો માસે આવે દીવાળી, લોક વણે સઉ શેવ સુંવાળી;
લાલ વીના તે જમે કોણ વાળી. રમવા૦ ૧૨

## પંદર તથો.

પડવાની મણ પ્રીત ગત મત ભુલીરે,
મારા હરી વીના એક વાત સરવે સુનીરે. ૧
બીજે બાળે વેશ રહી છું બાળારે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રીભુવનરાય રાજ પધારોરે,
હરી આવોને આપણે ઘેર હેત વધારોરે. ૩
ચોથે ચંચળ નાર ચતુરા ચાલેરે,
પેલો વડોદરાનો વૈદ દુઃખડાં ટાળેરે. ૪
પાંચમના પડદા હરીશું રાખ્યારે,
મારે પ્રેમ રસ પીવા કાજ હરી રસ ચાખ્યારે. ૫
છઠીના લખીઆ લેખ તે તો કેમ ટળશેરે,
મારે પેલા ભવની પ્રીત આવી મળશેરે. ૬
સાતમના સંતાપ હરી શું અમનેરે,
આ શું કહીએ મહારાજ લાજ નહીં તમનેરે. ૭
આઠમે ઓચ્છવ થાય હરી હોય હેલીરે,
મારે સોળ ગોપીઓનો સાથ રમવા ઘેલીરે. ૮
નોમે નમેરા નાથ નમેરા ના થઇયેરે,
આ ગોકુળીયું મેલી મથુરાં ના જઇએરે. ૯
દશમે દીન રાત દેહી મારી દાજેરે,
ઘર નાવલીઓ રીસાય તે ઘણું સાલેરે. ૧૦
એકાદશીનાં વ્રત મારે કરવાંરે,

શ્રી જમનાંજીનાં ધ્યાન મારે ધરવાંરે. ૧૧
દ્વાદશીને દહાડે દરશન અમને દેજોરે,
મારા સામળીયા ભગવાન સનમુખ રહેજોરે. ૧૨
તેરશના તો તંત આ મારા તુટયારે,
આ હરી હરી કરતાં હોઠ અમારા સુક્યારે. ૧૩
ચૌદશે તો ચતુર નર વાહાયારે,
ઘેર રાધા સરખી નાર શું રીસાયારે. ૧૪
પુનમે તો પંદર તથો પુરી થઇ કહાવેરે,
મુને સેજલડીએ સુતાં નીદ્રા ન આવેરે. ૧૫

## પંદર તીથીઓ.

પુનમે અમને પુરણ દરશન દેજોરે છોગાળા,
દયા કરી મારી દેહનાં દુઃખડાં ખોજોરે મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંયરે છોગાળા,
કોઇ સતગુરૂની શીતળ રાખો છાંયરે મોરલીવાળા. ૨
ત્રીજે હું તો તત્પર થઇને બેઠીરે છોગાળા,
મુખથી વાણી લાગી મુજને મીઠીરે મોરલીવાળા. ૩
ચોથે ચતુરા શું ગયા છો ચુકીરે છોગાળા,
કાંઈ લ્હે લાગી મેં લાજ સરવની મુકીરે મોરલીવાળા. ૪
પાંચમે પુરણ વરતિ કહેવાયરે છોગાળા,
મુજથી હરિ વિના ઘડીએ ના રહેવાય મોરલીવાળા. ૫
છઠ્ઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે છોગાળા,
મુજ પતિવ્રતાનાં કારજ કરવાં પડશેરે મોરલીવાળા. ૬
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા,
આ મોરલીને શબ્દે હીંડુ છું વાહાતીરે મોરલીવાળા. ૭

આઠમે અવતરીઆ અંતરજામીરે છોગાળા,
જાદવ કુળમાં જન્મ્યા છે અંતરજામીરે મોરલીવાળા. ૮
મુજ મંગળવાશી નરપતિનાં કામરે છોગાળા,
મુજ મંગળવાશી ગયા મથુરાં ગામરે મોરલીવાળા. ૯
દશમે દાવાનળ આવી કોપ્યારે છોગાળા,
કાંઇ મામોકંસ મારીને રણુસ્થંભ રોપ્યોરે મોરલીવાળા. ૧૦
બારશે વંદ્રાવન રસ્તો ઝાલ્યોરે છોગાળા,
મુજ અપુશ જીવન શું મેલો છો વીશેરે મોરલીવાળા. ૧૧
તેરશે કાંઇ ચરણુ કમળ ચિત્ત લાગ્યુંરે છોગાળા,
કાંઇ જનમો જનમની ભક્તિ તમારી માગુંરે મોરલીવાળા.૧૨
ચૌદશે કાંઇ ચરણુ કમળની દાસીરે છોગાળા,
મુજ મંગળવાશી ગયા મથુરાં નાશીરે મોરલીવાળા. ૧૩
અમાંસે કાંઇ ધરણીધર કહેવાયરે છોગાળા,
કાંઇ નરસીંહ મેહેતો ગુણ તમારા ગાયરે મોરલીવાળા. ૧૪

## પંદર તીથીઓ.

હરી હઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે,
અબોલા બોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધે;
કહ્યા મેરા માનને રાધે. હરી હઠ. ૧
પડવે મોરી સાહેલડી, પીયુજી વાડીએ જાય;
પીયુજી લાવે દાડમ, ગોરી છોલેને પીયુજી ખાય; હરી હઠ. ૨
બીજે મોરી સાહેલડી, બાબોજ ઉગ્યો ચંદ;
દાડમ કેરે દંતડે ગોરી, આ શો માંડયો ફંદ. હરી હઠ. ૩
ત્રીજે મોરી સાહેલડી, તરીઆજ વારોવાર,
આ શું ભુલી સુંદરી, કંકુને કાજળ સાર. હરી હઠ. ૪

ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળે વેશ;
ભરજોબનમાં એકલી, જેના પીયુ ગયા પરદેશ. હરી હઠ. ૫
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભરજોબનમાં એકલી, મારૂ જોબન જાય ભરપુર. હરી હઠ. ૬
છઠે મોરી સાહેલડી, છઠીજ વારોવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર. હરી હઠ. ૭
સાતમે મોરી સાહેલડી, સાથેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ. હરી હઠ. ૮
આઠમે મોરી સાહેલડી, આઠજ જોડાજોડ;
પરદેશી રાજ પધારશે, આપણુ બેસીશું મોડામોડ. હરી હઠ. ૯
નોમે મોરી સાહેલડી, નવલાંજ પહેરૂં ચીર;
દીપક લેઇ મેડે ચડું, મારે નયણે વછુટયાં નીર. હરી હઠ. ૧૦
દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય;
પુજ્યા તે નર પામીયા, જાદવરાય ભરથાર. હરી હઠ. ૧૧
અગીઆરશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત;
પરોઢીએ ઉઠી પારણાં કરૂં, મને કૃષ્ણ જોયાની ઘણી ખાંત—હરી. ૧૨
બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કસી ગયા, એતો કદીએ ન છુટે બંધ. હરી હઠ. ૧૩
તેરશે મોરી સાહેલડી, વાદળ બાંધ્યો રંગ;
ઓસડની મૂળી એક છે, મને ડશીઓ કૃષ્ણ ભોરંગ. હરી હઠ. ૧૪
ચૌદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
જાણ્યું પડશે પાધરા, એતો પડીઆ બારેવાટ. હરી હઠ. ૧૫
પુનમે મોરી સાહેલડી, પુરી કરજો આશ;
મેં જાણ્યું હરી આવશે, હવે થઇ બેઠીછું નીરાશ. હરી હઠ. ૧૬

## પંદર તીથીઓ.

પડવે પાતળીયા ગીરધારી મારે ઘેર આવજોરે લોલ;
બીજે બાળક બેઠાં બહાર કે મેં સમજાવ્યુંરે લોલ.
ત્રીજે ત્રણ ભોવનનો નાથ કે મોતીડે વધાવીઓરે લોલ;
ચોથે બોલી ચંચળ નાર કે મથુરાંની વાટમાંરે લોલ.
પાંચમે પગલાં ભરજો પ્રેમે કે મારે ઘેર આવજોરે લોલ;
છઠે છોગાળા ભગવાન કે ભક્તને તારજોરે લોલ.
સાતમે સરદર કરે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ;
આઠમે અવતરીઆ ભગવાન કે નિરખુ નાથનેરે લોલ.
નોમે નૃત કરે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ;
દશમે માર્યો મામોકંસ કે મથુરાંની વાટમાંરે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે સતભામા ખરીરે લોલ;
બારસે બહુ બળીઆ ભગવાન કે દશોદીશ વાપીયારે લોલ.
તેરશે ધન ધુવે એક નાર કે ગોકુળ ગામનીરે લોલ;
ચૌદશે બનશીબટને ચોક કે રાસ રમાડજોરે લોલ.
પુનમે પંદર તથો થઈ પુરી કે હરી ગુણ ગઇ રહીરે લોલ.

## પંદર તીથીઓ.

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે,
સાથે સીતાને લક્ષમણ બાળા, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે તે મઢીમાં બીરાજેરે, જેવાં નદીઓતણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વનકેરી ઝાડીરે, દશ ફળ મંગાવે છે દહાડીરે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૩
સખી ચોથે કેવડીઓ મહેકેરે, ફાલ્યો ફુલ્યો ને પાગરો મહેકેરે;

એવી લીલી લતાઓ લેહેકે, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલી ને કાંઠલો કાળોરે;
મુખે રામ નામ ભણંતો ભાળ્યો, રઘુપતી રામ રૂદેમાં રહેજો. ૫
સખી છઠે છેતરવા આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
એ મુખનો મરગ બતાવ્યો, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી ભેળી ઉરાડયા છે ભમરારે;
ડુંખ સાહીને ઉપાડયા ડમરા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૭
સખી આઠમે એરે નીહાળોરે, ધનુષ ધારીને મરગલો માર્યોરે;
મરગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૮
સખી નોમે તે નાખ્યો તીરરે, જઈ લાગ્યો મરગના શીરરે;
વારે ધાજો હો લક્ષ્મણ વીર, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૯
સખી દશમે કહે લક્ષ્મણનેરે, બેલી વીરો બોલાવે તમનેરે;
આડી આણ દીધી છે અમને, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૧૦
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાને લાગ તપાસીરે;
રાવણ સીતાને લઇ ગયો નાશી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૧
સખી બારમે હનુમાન બળીઓરે, થેકી સમુદ્ર પાર નીકળીઓરે;
જઇ જોગમાયાને મળીઓ, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે. ૧૨
સખી તેરશે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે. ૧૩
સખી ચૌદશે ચિત્ત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણ નાખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરીને મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૫
સખી પંદર તથો થઇ પુરીરે, એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૬

## પંદર તીથીઓ.

ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે, મારાં દુઃખડાં પ્રભુ હરજો;
ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ટેક.
પ્રભુ પડવે તે ધ્યાન તમારૂંરે, તેમાં કાર્ય સરે હમારૂંરે;
તમ આગળ વિનતી ઉચારૂં, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૧
પ્રભુ બીજે તે અરજ હમારીરે, નીત સેવા કરીએ તમારીરે;
હમોને સહાય કરો સદાકારી, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૨
પ્રભુ ત્રીજે તે કાજ હમારાંરે, પ્રભુ ચરણુ સેવીએ તમારારે;
પુરો આશા મનની હમારી, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૩
પ્રભુ ચોથે ચતુરાઈ ધારીરે, છબી નીરખીએ નીત તમારીરે;
બહુ દીનથી અરજ હમારી, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૪
પ્રભુ પાંચમે દરશન તમારાંરે, તેથી દુઃખ ગયાં છે હમારાંરે;
બહુ કાજ સુધાર્યા સારાં, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૫
પ્રભુ છઠે કરૂણા કીધીરે, સુંદર છબી ધ્યાનમાં લીધીરે;
બહુ વાર અસ્તુતી કીધી, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૬
પ્રભુ સાતમ સુંદર શોભીરે, મૂર્તિ જોતાં મન રહ્યું થોભીરે;
નર નારી રહી છે લોભી, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૭
પ્રભુ આઠમે આળસ તજીએરે, પ્રભુ શણુગાર સારા સજીએરે;
પછી ભાવે પ્રભુજીની સેવી, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૮
પ્રભુ નોમે તુજને નમીયેરે, તેથી બહુ હમે તુને ગમીયેરે;
હવે વારે પ્રભુ તો ચઢીએ, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૯
પ્રભુ દશમે દયા લાવ્યારે, હરી દરશન દેવાને આવ્યારે;
ભક્તોને મનમાં બહુ ભાવ્યા, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૧૦

પ્રભુ એકાદશી અપવાસ કીધારે, દુઃખ સર્વેનાં હરી લીધાંરે;
દાસ જનને સુખ બહુ દીધાં, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૧૧
પ્રભુ દ્વાદશીનાં કીધાં પારણુંરે, ભક્તજનને લે છે ઉવારણુંરે;
શોભી રહ્યાં છે ભક્તનાં બારણાં, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૧૨
પ્રભુ તેરશે આવીને મળીયાંરે, જન્મોજન્મના પ્રાયશ્ચિત ટળીયાંરે;
ભક્તજનનાં નશીબ ભળીયાં, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૧૩
પ્રભુ ચૌદશે ઓછવ થાયરે, નર નારીનાં મન હરખાયરે;
પંદર તથો જે કોઇ ગાય, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૧૪
પ્રભુ પુનમે પોહોંચ્યા કોડરે, બોલો જય જય શ્રી રણછોડરે;
ફોટો કહે છે બેઉ કરજોડ, ભજુ ભગવાન રૂદેમાં રહેજોરે. ૧૫

## કૃષ્ણજીવણના મહીના.

આવો આવો શીવશંકરભોળા—એ રાગ.

કારતકે કૃષ્ણ ગયા મેલી, પાખડીએ આંસુની હેલી;
ગોપી ફરે ગોકુળમાં ઘેલી, ઓધવજી નારે ઘટે તમને.
સઇયરો થાઓને વહેલી, કે વાંકો અંબોડો મેલી;
પણ એના જોબનમાં ઘેલી, ઓધવજી નારે ઘટે તમને. ટેક. ૧
માગશરે મંદીરમાં રમતાં, ભેળાં બેશી ભોજનીઆં જમતાં;
હવે અમે કેમ નથી ગમતાં. ઓધવજી૦ ૨
પોશ કહેજો પ્રીત કરી પહેલી, ગોરધનનાથ મથુરાં ગયા મેલી;
વધાઈ મોકલજો વેલી. ઓધવજી૦ ૩
કુબજ્યા તે શોક્ય થઈ શાલે, વાલો મારો મથુરામાં માલે;
તરછોડયાં નંદ તણા લાલે. ઓધવજી૦ ૪
ફાગણે રંગ રમતાં હોળી, સુંદર પેહેરી ચરણા ને ચોળી;
કુમકુમ કેશરમાં ઘોળી. ઓધવજી૦ ૫

ચઈતરે ચીત વન ફરી ચુક્યાં, શરીર અમ અટવાઇ સુકયાં;
નારીએ નીશાશા મુક્યા. ઓધવજી૦ ૬
વઇશાખે વાટ જુએ ગોપી, લજ્યા નીજ માબાપની લોપી;
કાનુડાને કુબજા રહી રોકી. ઓધવજી૦ ૭
આવી તટ દાણુ લેતા દહાડી, મથુરામાં રંગ રંગ રમતાં નારી;
ભુલ્યા કેમ ગીરીવર ગીરધારી. ઓધવજી૦ ૮
જેઠે જાદવને હસીએ, તારી મારી કીધી રંગ રશીએ;
હરી હવે ગોકુળમાં વશીએ. ઓધવજી૦ ૯
અસાડે મેવલીઆ ગાજે, જેથી મારૂ દીલ દેખી દાઝે;
એકલડાં મુક્યાં મહારાજે. ઓધવજી૦ ૧૦
શ્રાવણમાં શું કરીએ સજની, ગોઠે નહીં દીવસ કે રજની;
વ્યાકુળ ફરે વીનતાઓ વ્રજની. ઓધવજી૦ ૧૧
ભાદરવે ભરજોબન નારી, ઘેર નહિ આવ્યા ગીરધારી;
વહાલાજીએ મેલાં વીસારી. ઓધવજી૦ ૧૨
આસોએ ઓધવજી આવ્યા, સંદેશો શામ તણો લાવ્યા;
રાધકાજીને મન ભાવ્યા. ઓધવજી૦ ૧૩

## કૃષ્ણજીના મહિના.

કૃષ્ણ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી.

કુબજા કેમરે ગમે કાળી, આવો હરી રાસ રમો વહાલા. ૧
માગશરે મારગડે રમતાં, ભેગાં બેશી ભોજનીયાં જમતાં;
હવે હરી કેમ નથી ગમતાં. આવો હરી. ૨
પોષે તે સોસ પડયા હમને, ત્રીકમજી શું કહીએ તમને;
દીલાસા શારે દીધા હમને. આવો હરી. ૩
માઘે મહા અંધારી રાતો, ફુલડાંએ બીછાવી ખાટયો;

વહેલો લીધી મથુરાંની વાટયો. આવો હરી. ૪
ફાગણે ફરફરતી હોળી, પેહેરણુ ચરણા ને ચોળી,
ચુંદડી મારી કેશરમાં બોળી. આવો હરી. ૫
ચૈતરે ચીત કરે ચાળા, મધુવન મોરલીવાળા,
દરશન દો ડાકોરવાળા. આવો હરી. ૬
વૈશાખે વાટલડી જોતી, ઉભી રહી ધુસકડે રોતિ;
પાલવડે આંસુ લોતી. આવો હરી. ૭
જેઠે તો જગજીવન આવે, વધામણી સહુ લોકો લાવે;
વહાલો મારો કશુએ ના કહાવે. આવો હરી. ૮
અસાડે જોઉંછું ઝાંખી, વાલે મારે દુઃખ દરીયામાં નાખી;
વિચારો તે વાત થશે વાંકી. આવો હરી. ૯
શ્રાવણ સરવડીએ વરશે, નદીએ નીર ઘણાં ઢળશે;
વહાલો મારો શી રીતે પાર ઉતરશે. આવો હરી. ૧૦
ભાદરવો ભલીપેરે ગાજે, વહાલા થઈ વિહવલ તમ કાજે;
વહાલો મારો જરીએ ના લાજે. આવો હરી. ૧૧
આસો માસે આવી દીવાળી, શેવો વણુ કે સુંવાળી;
વહાલા વિના આ શી દીવાળી. આવો હરી. ૧૨

## સીતાજીના મહીના.

### સાખીઓ.

મારા શામ સુંદર શ્રી રામરે, કેને આશરે રહીએ;
મારા પદ પદ માની પ્રણામરે, લલના રંગ લઇએ;
ઘર બહાર અલગ ઘનસ્યામરે, મારા સમ નવ જઇએ. ટેક.
કારતકે કેમ કરી કાઢીએ, જુગ જેવી પલ જાય;
ત્રાગ નથી જે તોડીએ, પણ મળવાને મન અકળાયરે. મારા૦ ૧

જોબન દરીયા ઘુઘવે, પીયુ દેશાવર દુર;
અજાણ્યા પણ અનુભવી, તે શું નારીનું જાણે નુરરે. મારા૦ ૨
માગશર ઘેર વીજોગણી, પીયુ પરદેશ પ્રમાણ;
ખવાય અલગું ખોળીયું, જેના પરવશ પડીયા પ્રમાણરે. મારા૦ ૩
જળથી જુદી માછલી, રાખો કરી વીવેક;
વારૂ મારા વાલમા, એના પ્રાણ ન રહે પળ એકરે. મારા૦ ૪
પાસે પ્રીતમ પ્રીતડી, વીરહ બાણ વાગ્યાં હોય;
એ ઘાયલનો અંત નહિ, એનું તન તરફડીયાં ખાયરે. મારા૦ ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણ પહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગ. મારા૦ ૬
મારે મન તલશે ઘણું, જુરે વીજોગણ નાર;
લક્ષ વાંછીની વેદના, ઉપજે ચીત્તમાં અનેક વિચારરે. મારા૦ ૭
ફાગણ હોળી ફાલતી, ફાગ રમે શમે સહુ કોય;
એક હોળી મારે આંગણે, બીજી હઇએ હરી મારે હોયરે. મારા૦ ૮
ભીતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;
વરખાં મારે વીષ વીધે, જેને ડશીઓ વીરહ નાગરે. મારા૦ ૯
ચઇતર ચકોર ચીંતની, શશી વીદેશી શામ;
ભરજોબનમાં એકલી, એતો દાઝયા ઉપર જેમ ડામરે. મારા૦ ૧૦
સુભાગીઆં જે જે સારમાં, સજોડ સ્નેહ સહીત;
કયમ કરી વશીએ એકલાં, રાણીજાયા જન્મની એ રીતરે. મારા૦ ૧૧
વા વાયા વઇશાખના, આંબે આવી શાખ;
ભોગી ભમે વીદેશમાં, હૃદય બળી બળી ખાખરે. મારા૦ ૧૨
મુગાને સ્વપ્નુ ભયુ, મનમાં રહી મુન્જાય;
પ્રીતીનું તો પારખું જે, જીભે કહ્યું નહી જાયરે. મારા૦ ૧૩

જેઠ તણા તડકા પડે, અને અગ્નિ જેવી લુ વાય;
સુના મંદીર માળીયાં, સુની સેજલડી ખાવા ધાયરે. મારા૦ ૧૪
જાય ન રજની દીન જાતાં, રાત ગએ દીન જાય;
વીરહ દુખ મહા વેદના, એ તે નજરે જોઇ કેમ જાયરે. મારા૦ ૧૫
અસાડ ઝબકે દામજે, ધનધરણી નભ માંય;
બપઇઆ પેઉ પેઉ કરે, સુણી વીરહની વ્યાકુલ થાયરે. મારા૦ ૧૬
દેવદાનવ પશુ પક્ષી, માનવ ત્યાં કોણ માત્ર;
જીવતાં પ્રેત વીજોગીયું, વીરહ વીરહીજન માત્રરે. મારા૦ ૧૭
શ્રાવણ વરસે શરવડે, નદીએ આવે નીર;
લીલી ભુમી ભાસે ભલી, ગાજે તરૂવર ઘોર ગંભીરરે. મારા૦ ૧૮
ઘોર અંધારી રાતડી, ઝરમર વરશે મેહ;
આંખે આંસુ વહે, જેનો સ્વામી ગયો તજી સ્નેહરે. મારા૦ ૧૯
ભાદરવે ગાજે ભલો, રાજવી સઉ વઇભોગ;
રંગમાં રઉરવ રોગ એ, જેને વહાલાનો થાય વીજોગરે. મારા૦ ૨૦
ચંપા ચંબેલી મોગર, નવ પલ્વ વન વહાય;
વીરહણી જાત જવારીઓ, તેતો શોભે સુકાઇ જાયરે. મારા૦ ૨૧
આસો આવ્યાં નોરતાં, રમે સઉ નરનાર;
દીવસ દીવાળી દોહલા, તે તો જાણે જગત કરતારરે. મારા૦ ૨૨
દંપતીને અંગ ઉમંગ ઘણો, કરે ગાનતાન ગીત રંગ;
અંગરાગ અદભુત થયા, જયજયકાર જણાવે અંગરે. મારા૦ ૨૩
મન મોહન અધીક માસથી, થાય પરભુ પરસન;
સંગ સીતા જેમ સખીયાં, તેમ ટાળે વીરહ વ્યાધી દવરે. મારા૦ ૨૪

**શ્રી અંબાજીના મહીના.**

કારતક માસે કરૂણા કરો મુજ માતરે મા અંબાજી,
અલબેલી અંબા સાંભળ મારી માતરે, મા અંબાજી. ૧

વાત સાંભળીને સમરૂ શ્રીહરીનાથરે મા અંબાજી;
તારા દરશનની મને મોટી અંબા આશરે મા અંબાજી. ૨

માગશર માસે મન મળવા અકળાયરે મા અંબાજી;
મારી ઇચ્છા કરતાં અંબા દીન વહી જાયરે મા અંબાજી. ૩

દીન વહી જાયને આશા મુજને મોટીરે મા અંબાજી;
તારા રંગ મંડપમાં હું નવ આવી લોટીરે મા અંબાજી. ૪

પોસ માસે મુજને મળવા શોષરે મા અંબાજી;
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે મા અંબાજી. ૫

રોશ ન ધરીએ તમે છો દેવ। દયાળરે મા અંબાજી;
જેનું નામ ધરાવે શેવક જન પ્રતીપાળરે, મા અંબાજી. ૬

માહા મહીને કાંઇ વ્રત સાંભળ્યાં તમારાંરે મા અંબાજી;
મા શું જુઓછો કુડાં કરમ અમારાંરે. મા અંબાજી. ૭

કુડાં કરમની કરણીમાં મધ્યાંનરે મા અંબાજી;
તારા દર્શનનું મને મોટું અંબા ધ્યાંનરે મા અંબાજી. ૮

ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે મા અંબાજી;
રંગ ભર્યા મનડાં નવ કરશો ભંગરે મા અંબાજી. ૯

ભંગ ન કરશો તનડું મારૂ તલપેરે મા અંબાજી;
ચિત્ત અમારૂં ચરણે આવી અટકેરે મા અંબાજી. ૧૦

ચૈતર મહીને ચીંતા મુજને ઝાઝીરે મા અંબાજી;
જન્મ ધરીને નવ નીરખ્યાં અંબાજીરે મા અંબાજી. ૧૧

નવ નીરખ્યાં મે અંબા અકળ સ્વરૂપરે મા અંબાજી;
મા વળતાં ક્યાંથી દેખીશ માનાં રૂપરે મા અંબાજી. ૧૨

વઇશાખ મહીને વરસ જાય દેહ નાડીરે મા અંબાજી;

મા હવે વળતી વેળા રહી છે માઠી મા અંબાજી. ૧૩
વેળા માઠી માંથે મોટું દુઃખ મા અંબાજી;
વળતાં ક્યાંથી દેખીશ માનાં મુખ મા અંબાજી. ૧
જેઠ માસે મુજને તેડો ઠેઠ મા અંબાજી;
નહી તેડો તો જીવત જાશે વેઠ મા અંબાજી. ૧૫
વેઠ થશેને મિથ્યા જશે જન્મરે મા અંબાજી;
ભાગ્ય નથી પણ ઓછાં મારાં કરમ મા અંબાજી. ૧૬
અસાડ માસે અટક ન ધરીએ માત મા અંબાજી;
તારા દરશનને માટે તલશે મારૂં તન મા અંબાજી. ૧૭
તન તલશેને દયા ન આવે મારી મા અંબાજી;
મા દયાળુ દીલથી શું મુકો છો કાઢી મા અંબાજી. ૧૮
શ્રાવણ માસે સંગ મોટો ત્યાં ભરાય મા અંબાજી;
મા તારા દર્શનની મોટી મુજને આશ મા અંબાજી. ૧૯
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાય મા અંબાજી;
મા સંગ ભરાયને સઉને ઇચ્છા થાય મા અંબાજી. ૨૦
ભાદરવામાં શીદને મન ભરમાવો મા અંબાજી;
તારાં દુર્લભ દરશન આપી તાપ સમાવો મા અંબાજી. ૨૧
તાપ સમાવી શીતળ કરજો છાંય મા અંબાજી;
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલે થાય મા અંબાજી. ૨૨
આસો માસે અરજ સાંભળો વેલી મા અંબાજી;
મા આરાસુરમાં કરો આનંદની હેલિ મા અંબાજી. ૨૩
હેલી કરીને પુરો મનની આશ મા અંબાજી;
સેવક જનને તેડો તમારી પાસ મા અંબાજી. ૨૪
બાર માસ પુરણ કીધ માત મા અંબાજી;

મા વીશમપરી વીશ્વાસ ન કરશો ઘાત મા અંબાજી. ૨૫
તેરમો મહીનો પુરૂષોતમ કહેવાય મા અંબાજી;
મા હરી પ્રતાપે પુરૂષોત્તમ સહુ ગાય મા અંબાજી. ૨૬
આરાસુરમાં નીત્ય આનંદ થાય મા અંબાજી;
કરજોડીને બાપુ શેવક ગાય મા અંબાજી. ૨૭

## થોભણદાસના મહીના.

કારતકે કોડામણોરે, શીળો પુનમનો ચંદ વાલા;
રાધાજી કરે હરીની વીનતીરે, ચરણે રાખો ગોવીંદ વાલા. ૧
માગશરે મેલી ગયારે, પીયુ ગયા પરદેશ વાલા;
ભરજોબનમાં ભાંમનીરે, અબળા બારે વેશ વાલા. ૨
પોશ માસે પુચામણીરે, સાંભળ સઇયર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકારે, સોળસે ગોપીનો સાથ વાલા. ૩
મોહી મોહીને મન મારૂરે, ચીતડું વ્યાકુળ થાય વાલા;
સમણાં લાગ્યાં રાતનાં, દીઠા શ્રી જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરૂકીયારે, વાગે છે તાલ મરદંગ વાલા;
મધુરીશી વાય વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવીંદ વાલા. ૫
ચઇતરે ચીંતામણીરે, ના આવ્યો નંદકુમાર વાલા;
લઇ આવે પીયુની વધામણીરે, આપું એકાવન હાર. ૬
વઇશાખે વન વેડીયાંરે, વેડી છે દાઢમ દ્રાક્ષ વાલા;
કોયલડી ટઉકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીનાનાં રણ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા;
લંકામાં જવાળા પરજળેરે, ઉભા રહો રઘુનાથ વાલા. ૮
અસાડ માસ ભલે ઉલટયોરે, થાય વિજળીઓના વેગ વાલા;
ભલીરે ઉલટી મેહની વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯

શ્રાવણ વરસે શરવડેરે, નદીયે નીરમળ નીર વાલા;
ભીજે તે રાણી રાધીકારે, ભીંજાય દખણીના ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીયોરે, શીતળ ચડયાં વીશેશ વાલા;
ગોરાદે ભીજાય ઘર આંગણેરે, પીયુડો ભીજાય પરદેશ વાલા. ૧૧
આસો માસે દીવાળીરે, સજે સુણદરી શણગાર વાલા;
લેલાટ ટીલડી સોહામણીરે, કંઠે એકવાળ હાર વાલા. ૧૨
બારે માસ પુરા થયારે, આવેલો અધીક માસ વાલા;
ગાય શીખેને સાંભળેરે, વીનવે થોભણદાસ વાલા. ૧૩

## તુળશીના મહીના.

ધન ધન પાટણ ધન ધન ગામ, ધન તુલસી તારૂં ઉત્તમ નામ.
સાંભળો ગુણવંતા. ૧
અસાડે તુળશી રોપ રોપાવે, દેવ દામોદરને નિદ્રા ન આવે. સાં. ગુ. ૨
શ્રાવણે તુળસી દોદોરે પાને, હરખ્યા શ્રીનારાયણ તુળસીને નામે. સાં. ૩
ભાદરવે તુળસી લેહેરે જાય, કંઠે સોવરાવે શ્રી જાદવરાય. સાં. ગુ. ૪
આસોએ તુળસી આશા વળુધા, દેવ દામોદરે ખોળામાં લીધાં. સાં. ૫
કારતકે તુળસી બાળ કુંવારી, લગન નીરધારીને પરણ્યા મોરારી. સાં. ૬
માગશરે માવઠડે ઠરીઆં, શીઆળે તુળસીનાં આણાંરે કરીઆં. સાં. ૭
પોસ માસે પડયોરે પોકાર, તુળસી વિના સુણો સંસાર. સાં. ગુ. ૮
માહા મહીને શુધ બુધને ભુલે, તુળસીવિના ત્રિભુવન ડુલે. સાં. ગુ. ૯
ફાગણ ફાગ ખેલેરે ગોવીંદા, પગેરે પાવટડે હરી લેલાવટ ચંદા. સાં. ૧૦
ચઈતરે ચંતબોલે હેડોળા, હીંચકે હીંચે શ્રીકૃષ્ણજી કાળા. સાં. ગુ. ૧૧
વઇશાખે ખીલી ફુલવાડી, ખોળે ખોળે મેં રમત રમાડી. સાં. ગુ. ૧૨
જેઠ માસે તુળસી કરમાયાં, સોલસે ગોપીઓ પાણીડાં ચાલ્યાં. સાં. ગુ. ૧૩
તુળસીને કયારે ઘીના દીવડા, હરી હરી કરતાં જાય એના જીવડા. સાં. ગુ. ૧૪

હું તમને પુછું મારી તુળસીરે માતા, કુણ તારી માતા ને કોણ તારો પીતા.
સાં. ગુ. ૧૫

ધરતી મારી માતા આભ મારો પીતા, દેવકી મારી સાસુ ને કૃષ્ણ ભરથાર.
સાં. ગુ. ૧૬

## મહીના.

કારતક મહીને મેલી ગયા, હરજી હઈયામાં રાખો દયા;
ગોકુળ કેમ કરી રહેવાય, વાલમ વહેલા પધારજો. ટેક
માગશર મહીને મહાલતાં, હરીને આંગણીએ બોલાવતાં;
કરતાં વાલપણાની વાત, વાલમ. ૨
પોશે પ્રભુ ગયા પરદેશમાં, મેલી અબળા બાળે વેશમાં;
સુની સહેજો નવ સહેવાય. વાલમ. ૩
માઘે મોહનજી મને સાંભળે, ગોપીની આંખડીએ આંસુ ઢળે;
સુનો વાલા વિના સંસાર. વાલમ. ૪
ફાગણ મહીને વન ફુલી રહ્યાં, રમત રસીયાની ભુલી ગયાં;
રસીઆ સેની ચડાવે રીસ. વાલમ. ૫
ચઇતરે મન ચંચલ છે મહારૂ, હુંતો ધ્યાન ધરૂં પ્રભુ તહારૂં;
ઘડી એક જુગ બરાબર જાય. વાલમ. ૬
વઇશાખે વાટડીઓ જોઇ વળી, પોતે પાવડીએ ચડી;
સુનાં જળ જુમનાંના ઘાટ. વાલમ. ૭
જેઠે જીવન જોવા નીસરી, સજવા શણગારો વીસરી;
ગીરધર ઘડીએ ન રહેવાય. વાલમ. ૮
અસાડે છે આશા બ્રીજનારને, મોહન મનમાં વાત વીચારને;
પ્રીતમ આવે રહેશે પ્રાણ. વાલમ. ૯
શ્રાવણે શેરડીઓ શોધી વળી, દીઠી મેં ન તમારી મંડળી;
મેં ન દીઠા નંદકુમાર. વાલમ. ૧૦

ભોજન ભાદરવે ભાવી રહ્યાં, વહાલા વચન તમને શાં કહ્યાં;
વનીતા જુવે તમારી વાટ. વાલમ. ૧૧
આસો હું જાણ્યું હરી આવશે, તારે દીવાળી દીલ ભાવશે;
દીપક થાશે ઘેરે ઘેર. વાલમ. ૧૨

## દલપતરામના મહીના.

કારતક મહીને અબળા કહે છે કંથને,
હવે શીઆળો આવ્યો સ્વામીનાથજો,
હીમાળુ વા વાયે હલકી ટાઢડી.
શું શોધો પરદેશ જવાનો સાથજો,
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૧
માગશર મહીને હોંશ ઘણી મનમાંહરે,
રસીઆ રંગ રમ્યાની માઝમ રાતજો;
ઘુંઘટડો કાઢીને ઘર આગળ ફરૂં,
પીયુ મેલો પરદેશ જવાની વાતજો. એ મહીને૦ ૨
પોસે જે અબળાને પીયુડે પરહરી,
તે નારીનાં પૂરણ મળીઆં પાપજો;
સાસરીએ રહીને તે શું સુખ ભોગવે;
મહીયરમાં નવ ગોઠે માને બાપજો. એ મહીને૦ ૩
માહા મહીને ના કરીએ નાથ મુસાફરી,
ઘઉં સાટે જઈ લાવો ખોરી જારજો,
વેંચીને જમશુંરે મારા વાલમા,
જરૂર નહી જવા દેઉ ઘરથી બહારજો. એ મહીને૦ ૪
ફાગ રમે ફાગણમાં નર ને નારીયો,
ઘેર ઘેર નઉતમ કઉતક નવલાં થાયજો;

જે નારીનો નાવલીયો નાશી ગયો,
કહો તેને કેમ નજરે જોયું જાયજો. એ મહીને૦ ૫
ચઇતરમાં ચતુરને પંથે ન ચાલવું,
જે ઘેર નારી સારી ચતુર સુજાણજો;
વહાલપણે વચનેરે પીયુને વશ કરે,
નીરધાર્યા પડયાં રહે પરીયાંણજો. એ મહીને૦ ૬
વાવલીઆ વાયારે પીયુ વઇશાખના,
રજ ઉડેને માણેક મેલુ થાયજો;
નથનીનું મોતીરે હીરો હારનો,
કહો પરહાથે કેમ તે ધીર્યો જાયજો, એ મહીને૦ ૭
જેઠે તો પરદેશે જાવું દોહલું,
ભોંય ધખેને લ્હારા જેવી લુ વાયજો;
કોમળ છે કાયારે મારા કંથની,
વણ સીંચ્યાં જમ ફુલડિયાં કરમાયજો, એ મહીને૦ ૮
અંબર ઘન છાયોરે માસ અસાડનો,
મોર બોલે મ્હે વરશે મુશળ ધારજો;
ક્ચરા ને કાદવની મચી આ મેદની,
જંખી માળા ઘાલે ઠારોઠારજો. એ મહીને૦ ૯
શ્રાવણમાં શીવ પુજીને સુખ માગીએ,
વહાલાનો નવ હોજો કદી વીજોગજો;
ઉમીયાના સ્વામીજી આપો એટલું,
સાસુના જાયાનો નીત સંજોગજો. એ મહીને૦ ૧૦
ભાદરવો ભર જોબનનો કદી નહીં મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીરજો;

એવોરે દીવસ નવ એળે કાઢીએ,
વાત વીચારી જુઓ નણંદના વીરજો. એ મહીને૦ ૧૧
આસોના દીવસ તો અતી રળીયામણું,
ખાવું પીવું કરવા નવલા ખેલજો;
ભેગાં બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં ભીડીને રાખું છેલજો. એ મહીને૦ ૧૨
માસ આધકમાં અધીકપણે શું કીજીએ,
રહો જોડીને નેણુ સંગાથે નેણજો;
જેમ ન છુટે ખુટો કાચ બીલોરનો,
દલપતના પ્રીતમ છો જાણુ પ્રવીણજો. એ મહીને૦ ૧૩

## ભુમાનંદના મહીના.

સખી કારતક કેમ કરી જાય, મોહન મેલી ગયા;
ખાલી મંદીર ખાવા ધાય, દીવસ દુખના રહ્યા.
સખી સુની દેખીને સેજ, અંતરમાં અતી બળે;
મેલી પીયુ ગયા પરદેશ, શોક શેણે ટળે.
સખી પળ જુગ જેવી જાય, જીવત કેમ નીસરે;
દીધાં દુઃખ દેખાડીને હેત, વીસાર્યું ન વીસરે.
સખી દીલમાં લાગ્યો દાહ, પડી હું પરજળું;
હવે ભુમાનંદના નાથ, આવી ક્યારે મળે. ૧
સખી માગશરે મહા દુઃખ થાય, પીયુ ગયા પરહરી;
નથી સંસારમાં સુખ લેશ, વહાલા વીજોગ કરી.
સખી પાણી વીનાના મીન, સેણે થાય સુખીયાં;
કરૂં પીયુ પીયુ પોકાર, ઉભી જોઉં વાટડી.
મારૂં થઇ ગયું વજ્ર શરીર, ન રહે છાતડી;

સખી નેણુમાં વરસે નીર, આગ ઝરે અંતરે,
ગયા ભુમાનંદના નાથ, નાંખી પરતંતરે. ૨
સખી પોસે પીયુંનો વીજોગ, લાવો શો લીજીએ;
હવે દીલના દુઃખીની વાત, કોની આગે કીજીએ.
સખી સુના ચઉદે લોક, ચઢે મારી નજરે;
હવે સજીએ શા શણગાર, ન આવે મજરે.
મને ઉતારી ઉંડે કુપ, વરત વાઢી ગયા;
મેલી અબળા એકાએક, એને ન આવી દયા.
ગયા પુરી પીંજર માંહી, જુરી જુરીને મરૂં;
આવે ભુમાનંદનો નાથ, તો તો દરશન કરૂં. ૩
આવ્યો મહાદુઃખનો દરીઓ, પાર કેમ પામીએ;
મને મેલી તેને મધ્ય, તણાતી સ્વામીએ.
તોય પાપી પ્રાણ ન જાય, દોશ કોને નવ દઇએ;
તેતો વેરી વીધાતાનો વાંક, એમ સમજી રહીએ.
સખી ઉછેરી અમરીત પાઇ, ભીડીને ભુજમાં;
તેણે કર્યો અમારો ત્યાગ, તેતો વાંક મુજમાં.
સખી પીયુ રીઝવ્યાની રીત, વાલે બહુ વાવડી;
ભુમાનંદ કહે એનો શો વાંક, મને નવ આવડી. ૪
સખી ફુલ્યો ફાગણ માસ, વસંત વહી જાય છે;
હવે કે સંગ ખેલુ ફાગ, ઉચાટ એ થાય છે.
વહાલો બાંધે વસંતી પાઘ, સુંદર છોગાં મેલતાં;
ગળે પહેરી ગુલાબના હાર, રંગે શું રેલતાં.
ભરજોબન મારૂં જાય, વૃથા વહાલા વના;
હવે શો કરીએ ઉપાય, થાય બક્ષીસ ગના.

સખી હોળી હઇઆ માંહ, વહાલા વીજોગે બળે;
દેખું ભુમાનંદનો નાથ, શોક ત્યારે ટળે. ૫
સખી ચૌતર ચીતમાં ક્ષોભ, અતીશય થાય છે;
મારી પીયુ વીના પળ એક, જુગ જેવી જાય છે.
સખી મોહન મળવાની એક, અંતરમાં ધાંખડી;
જોઇ જીવણુની વાટ, ખોઈ મેંતો આંખડી.
સખી અબળા એકા એક, મરીશું રડવડી;
કેમ જાઉં પીયુની પાસ, દીશા એકે નવ જડી.
સખી વીરહવતીને તાપ, અંતરનો ત્યારે ટળે;
જ્યારે ભુમાનંદનો નાથ, ભીડી ભુજમાં ભળે. ૬
સખી વઇશાખે ખીલ્યાં વન, વહાલો હજી નવ વળ્યા;
નાવે નિંદ્રા ન ભાવે અંન, ક્યારે થાશે ભેલાં.
અતી અંતર વીરહનો તાપ, ઉપર લુ વાય છે;
શેણે શીતળ થાય શરીર, ઉચાટ એ થાય છે.
મન મેલી મહાવનમાંય, હોડી હાલી ગઈ;
મારા દીલના દુઃખની વાત, કેને જાએ કહી.
સખી એકે ન રહ્યો આધાર, કયાં જઈને થોભીએ;
હવે ભુમાનંદના નાથ, વીના શું થોભીએ. ૭
સખી જોઠે જગજીવન, મને મેલી ગયા;
મેંતો કર્યું અતી કલપાંત, તોએ ન આવી દયા.
સખી અબળાનું શું જોર, ચાલે જે રાખીએ;
થઈ નાથ વીના નીરાશ, નીસાસો નાંખીએ.
સખી પીયુ સંગ રમવાની, હામ હૈયામાં રહી;
ખોઇ રસિક શિરોમણી, શામ કંગાલ હું થઇ.

કાઢી સુખ સાગરથી બહાર, નાંખી દુખ દરીએ;
હવે ભુમાનંદના નાથ, વિના શું શોભીએ. ૮

આવ્યો અસાડ ચમકે વીજ, ગાજે મેહુલા ઝરે;
બોલે બપઇયા દાદુર મોર, કોયલ ટઉકા કરે.
કોરે કાળજુ એના બોલ, અંતરમાં ઉડાં ગરી;
વળી ઘોર અંધારી રાત, વીતે શેણે કરી.
મારૂં જોબન એળે જાય, પીયુને ક્યારે મળું;
એનો અંતર વીરહનો તાપ, તેણે હુતો બળું.
દેખી ધન શજી શણગાર, ધરો લીલી થઇ;
નાવ્યા ભુમાનંદનો નાથ, તેણે હું સુકી રહી. ૯

સખી શ્રાવણે વરસાદ, તો વરસે સરવડે;
તેણે આવ્યાં નદીએ પુર, સરોવર ભર્યા જળવડે.
પાક્યા તરણુવેલીયો અંન, સરા આવી સહુને;
પીયુ વીના પતિવ્રતા નાર, દેખે દુઃખ બહુને.
સુનું મંદીર અબળા હું, કહો જાય કેમ જામની;
બોલે તમરાં અંધારી રાત, કંથ વીના કામની.
અમને મધુર અમરીત પાઈ, રાખ્યાં છે સુખીયાં;
હવે ભુમાનંદના નાથ, વીનાનાં દુખીઆં. ૧૦

સખી ભાદરવે ભરપુર, નદીઓ જાય છે;
તેતો સાગરનો સંગમ, થાવાનો ચાહાય છે.
મને પીયુ મળવાની આશ, અંતરમાં તો ઘણી;
પણુ કેમ કરી થાય મેળાપ, ન સરજી પંખણી.
શરદ રૂતુમાં આવજો શામ, રંગ ભર્યાં રમીએ;
પાક્યાં સરવે વનનાં અંન, જમાડીને જમીએ.

સખી શોભે નહીં શણગાર, અંગે તે શું ધરૂં;
હું તો મુક્તાનંદના નાથ, વીના અડવી ફરૂં. ૧૧
જાય ઉત્તમ આસો માસ, દિવસ દીવાળીરે;
ઉભી જોઉં જીવણની વાટ, મારગ સામું ભાળીરે.
લખું કાગળ કોઇ લઇ જાઓ, આપો મારા નાથને;
હું તો કેમ કરી રાખું પ્રાણ, કહું જોડી હાથને.
ગયા વીતી બારે માસ, સંદેશો ન મેલીઓ;
મારા દીલમાં દુઃખનો આજ, રિણાવર રેલીઓ.
મારી વીનતી વાંચીને વાલા, ઉતાવળા આવજો;
મુક્તાનંદ કહે નહી તો નાથ, મુને તરત તેડાવજો. ૧૨

## બ્રહ્માનંદના મહિના.

રાગ ધોળ.

જોઠે જીવણ ચાલીઓ, નીર મોરી મારા નાથઃ
દર્શન વિના દુઃખીઓ ઘણો, સરવે વ્રજનો સાથ.
અંતર તાપ વિજોગનો, લુ બહારથી વાય;
મળ્યા વિના લવે માવજી, જુગ તુલ્ય રજની જાય.
ફળીયામાં ઘોડી ફળતાં, ધરતાં છોગલાં શીશ;
તે દીન કયારે દેખાડશો, ડોલરીઆ જગદીશ.
પ્રાણ જીવન હવે પુરીએ, હઇયા કેરી હામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૧
અસાડે અલબેલડા, પવનનું પુરૂં જોર;
જુકી આવી આકાશમાં, ઘન ઘટા ચારે કોર.
હળ જુત્યાં ફૂળ પાકીઆં, પાલવીઆં વન પાન;
એ રીતે પ્રેમ સુધારસ પાઇને, વધારો મોટેરાં માન.
પ્રીતમ વહેલા આવજો, કરૂણા સાગર કાન;

મેલીને મથુરાં ગયા, ન ઘટે મારા નાથ.
અંતરમાં રેહેતો નથી, એક ઘડી આરામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૨
શ્રાવણ વરસે સરવડે, નદીએ નીર ન માય;
આવો હવે અલબેલડા, મળવા મન લલચાય.
વૃક્ષ લીલી વેલડી, આંબા અપરંપાર;
કોઇક શીવ પુજા કરે, મોઢે ગાય મલાર.
હરી આવી ડુંગર ઉપરે, કરે કાંઇ વ્રત નેમ;
આરતમાં અમે તમ વીના, કહોને રહીએ કેમ.
સરવે સુખ સંસારનાં, તમ વીના છે હરામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૩
ભાદરવામાં ભુદરા, નદીએ આવીઆં નીર;
એ રીતે રહેવું નવ ઘટે, છેટે સામ શરીર.
પૃથ્વીએ અંબર પેરીયાં, લીલા અતી નવરંગ;
એમ સરવે શીતળ થયાં, અબળા દાઝે છે અંગ.
મધુરાં બોલે મોરલાં, ઘન છાયો આકાશ;
એ રિતે વહાલાં આવી, પુરો અંતર આશ.
લટકાળા લાગી રહી, ઝંખના આઠે જામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૪
શરદરૂતુ સોહામણી, આવ્યો આસો માસ;
એ રીતે વાલમ આવીએ, રમવા સુંદર શામ.
નિર્મળ અંબર થઉ રહ્યાં, થયાં નિર્મળ નિર;
નિર્મળ નાથ પધારીએ, છોગાળા બળવીર.
દસરાએ દળ ચાલીઆં, બાંધ્યા નદિઓ ઘાટ;

એ ૠતુમાં અલબેલડા, વળી વળી જોઉં વાટ.
છેલ છબીલા સામળા, ઠેરવાનું છે ઠામ;
બ્રહ્માનંદના નાથજી, આવો શુંદર શામ. ૫

કારતક માસે પીયુની, વાટ જુવે વ્રજનાર;
અંતર ઉતાપો ઘણો, લોચનીએ જળધાર.
અલબેલા વર આવીએ, ડોલરીઆ સુખ દેણ;
વાટ જોઇ વહાલા તણી, ઝાંખાં થઇ ગયાં નેણ.
એકાદસી પ્રબોધની, ઉત્સવનો ઠરાવ;
એ રીતે અહીઆં આવીએ, મીઠડા બોલો માવ.
તમ સારૂ તલખે ઘણું, સરવે ગોકુળ ગામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૬

માગશર મહીનો આવીઓ, બેઠી રત હેમંત;
પ્રિતમ હજી ન પધારિયા, કોમળ મારા કંથ.
સાસરડાં પણ સભાગીઆં, જ્યાં ત્યાં જોડી જાય;
અમને મેલી એકલાં, ગયા ત્રીભોવનરાય.
સરસ રિતે નીરમાં, ફુલ્યાં કમળનાં વૃંદ;
અમને કદી ડુબાવશો, છોગાળા વ્રજ ચંદ.
અરજ સુણો આળસ તજો, કરો પુરણ કામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ, ૭
પોસ માસે પ્રેમદા, જુએ વાટ હમેશ;
કઠણ થયા કેમ કાનજી, જઇ વસ્યા પરદેશ.
જળથળ શીતળ થઇ રહ્યાં, શીતળ સેજ સમાજ;
અંતર શીત્તલ નવ થયાં, વણ દીઠે વ્રજરાજ.
પંગતીમાં ફળ પીરસવા, ફરતા ઝાઝેરી વાર;

તે દીન અમને સાંભળે, વાલમ વારંવાર.
રશીઆજી તમે રીજીને, દેતા વસ્ત્ર ઇનામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૮
માહા મહીનામાં માવજી, બોલે સંત વસંત;
આ રતમાં અલબેલડા, કેમ નાવીયા કંથ.
પ્રીતમ આવી પંચમી, લોક ખેલે છે ફાગ;
વાલમ તમ વીના વાધીયો, વ્રજ ત્રીયાને વેરાગ.
ઓરડીઓ નીચે ઓસરી, ખુબ કરતા ખેલ;
એ દીન અતીશય સાંભળે, રૂપાળા રંગરેલ.
અરજ સુણી હરી આવજો, વાટ જુએ વ્રજ નાર;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૯
ફાગણ ફાગ રમાડવા, આવો પ્રાણ આધાર;
શામ સ્નેહી શામળા, વાટ જુએ વ્રજ નાર.
નર નારી હોળી રમે, તજી લોકની લાજ;
આવે ટાણે હરી આવીએ, રંગભીને વ્રજરાજ.
ચાખડીએ ચડી ચાલતા, છત્રીની કરી છાંય;
લટક તમારી લાલજી, ચોરી ચીતડા માંય.
અંતરજામી આવજો, દોહલી વેળાના દાસ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૧૦
ચઇતર માસે સામળા, આવ્યા નહી અવીનાશ;
વનસપતી સહુ પાંગરી, ફુલ્યાં છે પલાસ.
ચંપા જુઇ ચંબેલીયો, ફુલી લતા અપાર;
એ રતે કેમ ન આવીયા, ભોગી ભ્રમર ભરથાર.
ઓરડીઓ તણી ઓશરી, ખુબ કરતા ખ્યાલ;

તે દીન ક્યારે દેખાડશો, નટવર નંદના લાલ,
કે દીન કરશો કાનજી, વ્રજનારી ઉપર મેહેર;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૧૧
વઇશાખે વ્રજ વીનતા, પંથ જુવે કરી પ્રીત;
હું આવી હરી ન આવીઆ, ચીંતા વાધી છે ચીત.
કોયલડીરે કરે ટઉકડા, આંબે આવી છે સાખ;
મારગ સામુ માવજી, જોઈ જોઇ પાકી આંખ.
વાય ઉનો વાયરો, થળ જળ ઉડાં જાય;
તમવીના તન અમો તણાં, ઉનાં ત્રીભોવનરાય.
મળવા કારણુ માનની, ધરે અંતરે હામ;
બ્રહ્માનંદના નાથજી, આવો સુંદર શામ. ૧૨
બારે માસ પુરા થયા, આવ્યો માસ અધીક;
પ્રીતમ પણ ન પધારીયા, ઠરાયા મથુરામાં ઠીક.
અધીક મહીને અતી ઘણી, આશા હતી મનમાંય;
તમ વીના સુની સેજલડી, મળવા મન અકળાય.
પેહેલી લગાડી પ્રીતડી, રહેવું ન ઘટે દુર;
તમ વીના મારા નાથજી, હઇડે દુખ ભરપુર.
બ્રહ્માનંદની વીનતી, ઉર ધરી અવીનાશ;
મેહેર કરીને માવજી, તેડી લેજોરે પાસ. ૧૩

## દાંણલીલા.

રાધા—તમે અજાણ્યા અમે જાણીયેરે,
મારો પાલવડો નવ તાંણીયેરે,
તમે સમજી રહો મન માંહરે,
સામળીયા વહાલા રહો વેગળા રે. તમે વહાલા રહો.

શ્રીકૃષ્ણ—નારી શુંરે સમજાવે મુજનેરે,
હું તો નહીં રે જાવા દઉં તુજનેરે;
તારી મરડીને રાખીશ બાંહરે,
મહીયારી રાધા દો દાણ શું રે. તમે રાધા દો. ૨

રાણા—અલ્યા બાંહ્ય શું મરડે વીઠલ્લારે,
મેં તો તુજ સરખા ઘણા દીઠલારે,
કપરૂ છે કંશનું રાજરે, સામળીયા. ૩

શ્રીકૃષ્ણ—નારી કંશ થકી શું થાય છે રે,
એવા કંઇ આવે ને કંઈ જાય છે રે;
તારા ઉરના ઉતારીશ હારરે, મહીયારી. ૪

રાધા—અલ્યા હાર હૈયાનો તુટશેરે,
મારી મહીની મટુકી ફુટશેરે;
ઘેર સાસુડી દેશે ગાળરે, સામળીયા. ૫

શ્રીકૃષ્ણ—નારી ગાળને આળ તે નહી ચડે રે,
જેહેનું લેહેણું હોય તે તો લડેરે;
એમાં દાંણ મેલ્યાં કેમ જાય રે, મહીયારી. ૬

રાધા—અલ્યા દાંણી તે કંઇનો કાવીયો રે,
મથુરામાંથી ગોકુળ આવીયો રે;
ચારી નંદ તણે ઘેર ગાય રે, સામળીયા. ૭

શ્રીકૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજ છે રે,
એ તો પોતપોતાનું કાજ છે રે;
તેહનાં મેણલીયાં નવ હોયરે, મહીયારી. ૮

રાધા—અલ્યા મેણાં માણસને લાગે ઘણાં રે,
સુણો વઢતાં હોય જ્યાં બે જણાંરે;

તુંને નિર્લંજને નહી લાજ રે, સામળીયા. ૯
શ્રીકૃષ્ણ—નારી લાજે તે કામ નવ સરેરે,
અહીંયાં બીક તે તું કોની ધરે રે;
આવ મળીએ આપણ જણ બેય રે, મહીયારી. ૧૦
રાધા—એવું નિરલજ માં બોલો શામળારે,
તારા કરના ઉતાળીશ આમળા રે;
મુકો મુકોને હમારો હાથ રે, સામળીયા. ૧૧
શ્રીકૃષ્ણ—નારી હાથ ન મેહેલું તાહરો રે,
અહીંયાં અમલ છે માહરો રે;
માટે દાંણના દોકડા મેલ રે, મહીયારી. ૧૨
રાધા—અલ્યા નંદ બાવાનો તું છોકરો રે,
તારી પાસે નથી પૈસો રોકડો રે;
આવડો કેમ મચ્છર હોયરે, સામળીયા. ૧૩
શ્રીકૃષ્ણ—નારી ભ્રખુ ભાણની તું છોકરી રે,
તારી પાસે પૈ નથી રોકડી રે;
આવડું કેમ અભીમાન હોય રે, મહીયારી. ૧૪
રાધા—હું તો વિનતી કરૂં છું કયારની રે,
સ્વામી રઘુનાથ હારી તમ થકી રે;
મહીનું તે દાણના હોય રે, સામળીયા. ૧૫

## દાણલીલા ગરબી ૨ જી.

ગોપી—અલ્યા કાનજી તું કયારે ઘેલો થયો જો,
તું તો શેનું માગે છે દાણજો;
મહીની મટુકી મારી ફુટશે જો.
ગોરસની થાશે હાંણુ જો, ઘેલું શું બોલે ગોવાળીયાજો. ૧

અલ્યા ન જાણીશ કોઇ બાપડી જો,
કોઇ મળશે માથા કોરી નાર જો;
મારગ મુકીને રહે વેગળો જો,
મારા કંથને થાશે જાણ જો, ઘેલું શું બોલે. ૨
કૃષ્ણ—તારો કંસ કબુધિ નર શું કરે જો,
મારી સંગે છે સઘળો સાથ જો;
અલી દાહાડી તે દાંણ ચોરી જતી જો,
ઘણે દહાડે આવી મારે હાથજો, ઓછી તું જાત આહિરની જો. ૩
ગોપી—અલ્યા હાથની તે હોંશ રખે રાખતો જો,
હાથે ચારી જાણે છે ગાય જો;
પાલવ મુકીને રહે વેગળો જો,
મારી વ્રજમાં થાશે જાણજો, ઘેલું શું બોલે શું. ૪
કૃષ્ણ—અલી વ્રજમાં વશીને વેર વાળશું જો,
રખે રાખતી હઇઆમાં હામજો;
નંદજીના નામ પ્રતાપથી જો,
હું તો છેદુ તારા કંસનો ઠામ જો. ઓછી તું જાત. ૫
ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વિસરે જો,
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો,
નાશીને છુટયો લાડકા જો,
આવી ઉછર્યો છે વ્રજ માંયજો. ઘેલું શું બોલે. ૬
કૃષ્ણ—વળી વ્રજમાં વશીને વેર વાળશું જો,
તુંતો જોજે હમારાં કામજો,
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓછી તું જાત. ૭

ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશે જો,
પેટ માટે ચારે છે ગાયજો,
તું આવડોરે મોટો એમાં થયો જો,
તુને કોઇએ ના આપી કન્યાયજો, ઘેલું શું બોલે. ૮
કૃષ્ણ—અલી આહીરની કન્યા અમો શું કરૂં જો,
અમો સદા કહેવાયા બ્રહ્મચાર જો;
રખે પડછાઓ પાડતી જો,
તું તો ધાબળીની ઓઢનાર જો, ઓછી તું. ૯
ગોપી—અલ્યા લાખ ટકાની મારી રોબડી જો,
હીરા જડીત મારો છે હારજો;
ઓછી પટોળી મારે પેરણેજો,
તુ તો કામળીનો ઓઢનારજો, ઘેલું શું બોલે. ૧૦
કૃષ્ણ—જેનો બ્રહ્માયે તાંણો તાંણીઓ જો,
એનો શંકર સરીખો વણનારજો;
તેરે ઓઢણુ મારે કાંમળોજો,
તેનો શેષ ન પામે પાર જો. ઓછી તું. ૧૧
ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂં જો,
હમો ચંપક વરણી નારજો;
અલ્યા કાચા કનકને વેર વર્ષ્યું જો,
તુંતો પશુ તણો પીનારજો. ઘેલું શું બોલે. ૧૨
કૃષ્ણ—તું તો છાશ નિસરી મહી વેચવાજો,
અલી બેશી રહેજે ઘરમાંય જો;
દોલત ઘણી છે તારા બાપને જો,
તું શાને આવે અહીયાંય જો. ઓછી તું. ૧૪

ગોપી—આ વાટે સદા મહી વેચતાં જો,
જઇ પુછો જસોદા માય જો;
બાંધી મુઠી સવા લાખની જો,
ઉઘાડીએ તો પત જાય જો, ઘેલું શું બોલે. ૧૪
કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવા જો,
મીઠી મેળવણીનો સ્વાદ જો;
ફીકુ પડશે તો પાછું આપશું જો,
તુ શાને કરે વિવાદ જો, ઓછી તું. ૧૫
ગોપી—અલ્યા ગોરસ તણું કોણ ગજું જો,
જેટલુ પીએ એટલું પાત જો;
વચને વેર વાધ્યું ઘણું જો,
કદી મન મેળાવો થાત જો, ઘેલું શું બોલે. ૧૬
કૃષ્ણ—અમે દાંણને ગજેશું દુભીએ જો,
તુ તો ઘણી દીસે છે રીસાળ જો,
હસીને તાળી લે હાથમાં જો,
તુ પ્રીત ધરીને રસ આપ્ય જો. ઓછી તું. ૧૭
ગોપી—અલ્યા માગ્યાં મુક્તાફળ પામીએ જો,
હઠ કરો કંઇ નહી એક જો;
લાજ નહી તુંને લાડકા જો,
મન આંણને કંઇક વિવેક જો; ઘેલું શું બોલે. ૧૮
કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરા જો,
જવા નહી દેઉ નીરધારજો,
આપ્યા વિના કેમ છુટશો જો,
તારા મનશું તુ વિચાર જો. ઓછી તું. ૧૯

ગોપી—તારા મનનો વિચાર મેં જાણીઓ જો,
હઠ શાને કરો છો આંય જો;
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભેળી દુધ માંય જો. ઘેલું શું બોલે. ૨૦
કૃષ્ણ—મીઠાં વચન તારાં માનુની જો,
સાકર સરખા બોલ જો;
પ્રીતનો બાંધ્યો તુજ પાસ છું જો,
આ આપ્યો તમોને કોલ જો. ઓછી તું. ૨૧
ગોપી—રાઢ ભાગીને રસ વાધીયો જો,
ગોવાલણી લાગી પાય જો;
નંદજીના કુંવર કૃપાળને જો.
ઉલટ તો અંગે ન માય જો. ઘેલું શું બોલે. ૨૨
જે કોઇ ગાય શીખેને સાંભળે જો,
તે ફરી ન આવે ગરભ વાસજો;
દાંણ લીલા દીના નાથનીજો,
ગુણ ગાય રતનીઓ દાસજો. ઘેલું શું બોલે. ૨૩

## (રાગ ગીરધારીનો) દાંણલીલા ગરબી.

રાધા—ગીરધારીરે વાત સાંભળો મારી, શીદ રોકો છો પરનારી;
કાંઇ સમજોરે વાત કહું છું સારી, તમે સાચી માનો મારી. ટેક.

### ઝુલ.

શીદ દાંણ માટે અહીં રોકોરે, જુવો જુએ છે ઘણા લોકોરે;
તમે પાલવ મારો મુકોરે, કાંઈ સમજોરે કહું છું હેત વધારી. શીદ.
કૃષ્ણ—ઓ રાધારે શું કહે વાત તું મારી, કેમ ફુસલાવે ગીરધારી;
નહી ઠગાવું તારાથી હું નારી, આપો દાણ ચીત્તમાં ધારી.

### ઝુલ.

નહી મુકું પાલવ તારોરે, અહીંયાં હક છે હમારોરે,
તમે મન માંહે વિચારોરે, જોઇ જોઇરે તને મેં રાધે પ્યારી. કેમ.
રાધા—જરા વિચારીને કહો પ્રીતમપ્યારા, તમે બોલો નહી બોલ ન્યારા;
શું સમજોરે મનમાં તમે તમારા, નીત્ય કહાડો નવા ધારા.

### ઝુલ.

તમે શાંનું માગો છો દાણરે, નહીં રોકો જીવણ પ્રાણરે;
એતો કંસને થાશે જાણરે, પછીથીરે વાત થશે નઠારી. શીદ.
કૃષ્ણ—કંસ તારો મુજને શું કરશે, હોય શક્તિ તો આવી લડશે,
જુધ કરીને મારશે કે મરશે, પછી રસ્તો સીધ્ધો જડશે.

### ઝુલ.

એવાં બાનાં નહી કરો નારીરે, આપી દાંણને થાઓ સુખીયારીરે;
બહુ ઝકર કરવી નહી સારીરે, માટે રાધારે માનો વાતતો મારી.
રાધા—હું થાકીરે હવે પ્રભુજી મારા, પીયો ગોરસને થાઓ સારા;
ગુણ નીધીરે ગુણીયલ છો તમે પ્યારા, તમે સંકટ કાપો હમારાં.

### ઝુલ.

હું દાસી છું તમારીરે, વારે વારે જાઉં વારીરે;
કાપો સંકટ સહુ બિહારીરે, કહે છોટારે વિનતિ સુણજો મારી. શીદ.

## દાંણલીલા.

રાધા—પાલવડો મેલો મોહનજી, મારગડે મને જાવા દો;
આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારૂ વેચાવા દો. ૧
શ્રીકૃષ્ણ—વેચતાં તને કોણ ખાળે છે, સાંભળનેરે રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દેની, વેહેલી થાને વ્રીજ નારી. ૨

રાધા—નારીને તું ના બોલાવીશ, છાંનો રેહેને છોગાળા;
કઠણ રાજ છે કંસરાયનું, ગઉ ચારતાં ગોવાળા.
શ્રીકૃષ્ણ—હું ગોવાળીઓ તું ગોવાલણી, ફરી ગમે તો આવજે;
કંસ સરીખા સો હીમાયતી, સાથે તેડી લાવજે. ૪
રાધા—તેડી લાવું કયો મને જાવા, રોકી રહ્યા વ્રજનારી;
રૂઘનાથના સ્વામી શામળીયા, ઘેલા દીસો ગીરધારી. ૫
શ્રીકૃષ્ણ—ઘેલો છું પણ દાણ નહી મુકું, દોકલડો એક ઓછો;
ગીરધારીએ ગોકુળ વાર્યું, ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો. ૬
રાધા—મોટો છું ત્યારે મથુરાં મુકી, અડધી રાતે શું આવ્યો;
પર ઘેર રહીને પેટ ભરતો, તને દાંણી કોણે કાહાવ્યો. ૭
શ્રીકૃષ્ણ—વાંકાબોલી વાર કરેછે, કહેતો હૈયાનો હાર તોડું;
દાણ દધીનું દે રે અબળા, નહી તો માથાનું માટ ફોડું. ૮
રાધા—હાર નહી ટુટે માટ નહી ફુટે, ન્યાય નગરમાં પુછાશે;
રૂઘનાથના સ્વામી સામળીયા, કહો ગોકુળ કેમ રહેવાશે. ૯
શ્રીકૃષ્ણ—ગોકુળ રહો કે જાઓ અત્યારે, દાણ દધીનું નહિ મેલું;
ચીર હર્યાં તે ગયાં વીસરી, કાનડીયા કારણ પેલું. ૧૦
રાધા—નંદતણે ઘેર નવલાખ ગાયો, નોતું તે ધન ફાવ્યું છે;
માતા તારી મહી વેચંતી, હમણાંજ રાજ આવ્યું છે. ૧૧
શ્રીકૃષ્ણ—હમણાં હમણાં કરતી રહેજે, મેણાં દેતી મહીયારી;
ધુતપણામાં છું ધુતારી, ઠગપણામાં છું ઠગારી. ૧૨
રાધા—તું ઠગારો તારી માનો પાળેલો, તારી માને મેણાં દેવરાવે;
રૂઘનાથના સ્વામી સામળીઆ, ઝાઝું તે શું કહેવરાવે. ૧૩
શ્રીકૃષ્ણ—કહ્યા પ્રમાણે કહેતો નથી, પણ તું મોઢું નથી રાખતી;
અમો છૈયે રાજા મહારાજા, અમને નથી ઓળખતી. ૧૪

રાધા—ઓળખું છું આવ્યો નાશી, મહા વનમાં તું છાનો છું;
જાદવકુળ મધે જન્મ છે તારો, નંદ તણે ઘેર નાનો છું. ૧૫
શ્રીકૃષ્ણ—માતા જશોદા મોટી બડભાગી, તેના અમો છીએ અધીકારી;
મોટા મુનિવર મરમ જાણે, ગોકુળ વસીયે ગૌચારી. ૧૬
રાધા—ગૌચારિ ગોપિ ઘેર વસ્તાં, અમને તે તમે ઓધાર્યા;
રૂઘનાથના સ્વામિ સામળીઆ, તમે જીત્યા અમે હાર્યા. ૧૭

---

## ( દાણલીલાની સાખીઓ, આહેરીયાં વીગેરે. )

શ્રીકૃષ્ણ—ઉંચીને અલબેલડી, સાંભળને કુહું વાત;
વંદ્રાવનને મારગ જાતાં, કોણ છે તારિ સાથ;
ઉભી રહેને વ્રિજની નારીરે, પુછું પરણી કે કુંવારિરે,
આંજ્યા વિના આંખડી કારિરે, બાજુબંધ બેરખા વાળિરે. ઉ૦ ૧
રાધા—સાથ વાળિ તેને ઘેર બેઠી, તારે શી પડપુછ,
મારગ મુકી રહે વેગળો, તારે મોઢે નથી મુછ;
માલ્યો જા પાધરિ વાટે, શાંખુ નંદરાયને માટેરે,
તું તે ક્યાંનો કાનુડો દાણીરે, પાઉં તેને પાંદડે પાણીરે. ચા૦ ૨
કૃષ્ણ—શી છે તારિ જાતડિ, કીયું છે તારૂં ગામ;
કોણ છે તારાં માત પીતા, શું છે તારૂં નામ. ઉ૦ ૩
રાધા—આહીરની અમો જાતડિ, ગોકુળ મારૂં ગામ;
બ્રખુભાનની હું બેટડી, રાણી રાધા છે મારૂં નામ. ચા૦ ૪
કૃષ્ણ—બોલતી નોતીને બોલવા શીખી, આવડું બોલી આજ;
વંદ્રાવનમાં નીત્ય ફરે, તુજને તે શાની લાજ. ઉ૦ ૫
રાધા—લાજવાળા છો તે જાણ્યું, ઢાંકી રાખો આપ;
વંદ્રાવનનો મારગ રોકી, નીત્ય તપાસો લાગ. ચા૦ ૬

કૃષ્ણ—ઝાઝાં રાણે મેઢકાં ઝાઝિ રાખે ગાય;
છાશ પીને મોટી થઈ, ભરવાડની જાત કહેવાય. ઉ. ૭
રાધા—ગોકુળથી આવિ ગોવાલણી, મથુરાંથી આવ્યો કાન.
મારગમાં એકઠા થયાં, તું તો સેનુ માગે છે દાણ. ચા. ૮
કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાંને મારગ જાય;
આડો કાન ફરિ વળ્યો, તારો પ્રિતે પાલવસાય. ચા. ૯
રાધા—હમો બેટડિ બ્રખુભાણુની, રાધા મારૂ નામ;
દાણુ લેવાની ગરજ હોય તો, આવજે ગોકુળ ગામ. ચા. ૧૦
કૃષ્ણ—નંદબાવાનો હું નાવડીઓ, કાનજી નામ પ્રમાણ;
દાણુ લીધા વિના જાવા દઉં તો, નંદબાવાની આણ. ઉ. ૧૧
રાધા—આણ તો માનું કંસની, બીજી ન માનું કોય;
નવ નંદ મારે નેસડે વસે, તારો નંદ તે કોણજ હોય. ચા. ૧૨
કૃષ્ણ—કંસ તારો તે કોણ છે, મેં વશ કીધા સહુ ઠામ;
વિચારિને બોલજે, તારિ શુદ્ધ ગઇ કે શાંન. ઉભી. ૧૩
રાધા—શુધ નથી ગઇ માહારિ, તારિ ગઇ જેમ હોય,
સાંભળ છૈયા નંદના, તારે મન વિચારિ જોય. ચા. ૧૪
કૃષ્ણ—મનમાંહે તું શું વિચારે, રાધા દાણ લેવાનો સહી,
તારિ માને શું કહીએ, તને વેચવા મોકલિ મહી. ઉ. ૧૫
રાધા—આવો ગોપીના વાલા, સંભાળ કહું તે વેણ;
તારિ માને શું કહીયે, તારિ પાસે ચરાવે ધેન. ચા. ૧૬
કૃષ્ણ—મેણાં મેણાં કરતી રેજે, મહીયાર મદમાતી;
છાસ પીને દાહાડા કાઢે, તું તો રંગે થઈ છે રાતી. ઉ. ૧૭
રાધા—કાનજી કાળા ન કર ચાળા, મોરલીયો વાળા;
અડધી રાતે શું નાઠા, તમો ભરીને ઉચાળા. ચા. ૧૮

કૃષ્ણ—દાણના દોકડા લઇશું રોકડા, બીજી નહિ કાંઇ વાત;
તારે મારે ઝગડો થયો, ફોડીશ મહીનાં માટ. ઉ. ૧૯
રાધા—દાંણના દોકડા આપીશ રોકડા, બીજું ન થાયે આળ;
દાણ લીધામાં શું સમજે તું, નાનું સરખું બાળ. ચા. ૨૦
કૃષ્ણ—મહિયારિ તું મદની માતી, હું નાનું સરખું બાળ;
બાળપણું તું જને દેખાડું, થાવાદે સંધ્યા કાળ. ઉ. ૨૧
રાધા—સંધ્યાકાળ તું શું બતાવે, સાંભળ કાળા કાન.
મહી વેચીને આવતાં, આપીશ તારૂં દાણ. ચા. ૨૨
કૃષ્ણ—છેતું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કહાન;
મહી ખપે કે ન ખપે તું, આપને મારૂ દાણ. ઉ. ૨૩
રાધા—મહીના દાંણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય તો હરી, આવજો માહરે ઘેર. ૨૪
કૃષ્ણ—કયારની મેણાં દેઇને, કીધાં અદકાં વેર;
હેત કરી તું આપવા આવે, હવે લાગે તે કડવાં ઝેર. ઉ. ૨૫
રાધા—કહો તો હરિ ઘેરથી લાઉં, કહોતો પાઉ આંય;
હિમાના સ્વામી સામળા, તમો મનમાં ન લાવશો કાંય. ૨૬
આવો આવો નંદના છઇયારે, તમે ગોકુળના મહીયારે;
વાત તો વિચારી કહીયેરે, મારગથી અળગા રહીયેરે. ૨૭

---

## ગોવાળિયાનાં હાળિયાં.

દુધ પીયો જાવા દે હમને, શાને રોકો છો વન;
એકલડી વન કેમ રહું, ધ્રુજે છે મારૂ તન. ટેક.
કુમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;
હું આવી આગળ થકી, પુઠે આવે સહીયર સાથ. દુધ.

દિવસ પરણ્યા પીયુ સાથે, ઉભા રહ્યું નવ જાય;
નંદજીના સમ અળગો રહે તો, પરણુ કેમ બોલાય. દુધ. ૨
પીયુ મારો ચતુર નથી તે, શું જાણે ભોગની રીત;
તેણે હું પ્રીછું નહી જે, પુરૂષ કેહેવી પ્રીત. દુધ. ૩
જે રસ જેણે ચાખ્યો નહી રે, તે શું જાણે તેહ;
નેન નચાવો છો ઘણા, હું પ્રીછું નહી કાંઇ તેહ. દુધ. ૪
તમ સરખી હોય તેને વાહો, મુકોને મારો હાથ;
બાળપણે એવું કરે જે, આગળ વધે લાજ. દુધ. ૫
કાલ પીતા પરણાવશેરે, ઉત્તમ સુંદર નાર;
પરથી ઘર વશે નહી, એ વેદનો વહેવાર. દુધ. ૬
સુખ ટળે શરીરનું જો, કોઇશું લાગે મન;
ચીતવ્યું તો નવ પામીએ, અતિ દોહલો દૂરીજંન. દુધ. ૭
ચતુર હશે તે જાણશેરે, ચતુરાઇની પેર;
મેં મન તારૂ ઓળખ્યું, અવસરે આવજો ઘેર. દુધ. ૮
મારગમાં ન બોલાવીયેરે, આવતા દેખે લોક;
ભાલણ પ્રભુ રૂઘનાથજી, જુઠાં આળ ચડાવે ફોક. દુધ. ૯

---

જાઓ નંદના ગોવાળીયા, તુ શેનું માગે દાંણુ;
જો તુ આવીશ ઢુંકડો તો, કંસરાયની આણ. જાઓ. ટેક.
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચંતી કાલ;
દાંણી થઈ વનમાં રહ્યો, કોની શીખ્યો તુ ચાલ. જાઓ. ૧
પાંપણ ઉપર પાઘડીને, અણીયાળાં લોચન;
કરમાં કાળી કામળી, કાં વદે મીઠાં વચન. જાઓ. ૨
અંગમાં ચોડીશ આવડું તું, રાખજે તારો ભાર;

ચંચલ ચાળા શા કરે છે, વાળી નહી હું નાર. જાઓ. ૩
મેં તુને નિર્મળ સાંભળ્યોરે, વસતો વંદ્રાવંન;
ભરમે ભોળી ના જાણુતો, અતિ કઠણુ છે મારૂં મન. જાઓ. ૪
પાધરે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂઘનાથ. જાઓ. ૫

---

ઉભી રહેરે આહેરડી, તું બોલતી વાંકા બોલ,
તારી આંખડીને મેં ઓળખીરે, અવર નહિ કોની તોલ;
મારગે છોડી અલબેલડોરે, હીંડતી મોડામોડ,
શેરી જોઇને ચાલીએ ઘેર, કંથ સારો હોય. ઉભી. ૧
સતી સામુ ન ભાળીએરે, નીચું જોઇને જાય;
પરપુરૂષથી વેગળી રહે તેની, આંખલડી ઓળખાય. ઉભી. ૨
દાંણુ લાગે આ ઠામનુંરે, અહીં નથી કંશનું લાગ;
વણુ પ્રીછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી. ૩
આવતાં આવી કામની, હું જે માગું તે આપ;
ભાલણુ પ્રભુ રૂઘનાથને, અંતર આણી થાપ. ઉભી. ૪

---

ઓરો આવરે આહીરડા, મેં જાત તારી જાણી,
જુલમ કરો છો જોરાવરારે, કંસરાયને કહીશું,
નીત્ય ઉઠીને દુઃખ દો છો, તારૂ ગોકુળ મુકીને જઇશું. ઓરો. ૧
અમે દાંણી નંદ રાયનારે, મન માને તે લેઇશું;
કહેજે તારા કંસરાયને, હમે ઉત્તર દઇશું. ઓરો. ૨
તું સરખા મારે ઘેર ઘણા, અમને પાયે પાણી;
તારૂં બોલ્યું સાંખું હું તો, નંદનો કુંવર જાણી. ઓરો. ૩

પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂઘનાથ. ઓરો.

---

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકો જો;
છોકરા આહીરનારે, તારા મુખનો મટકો જો. ટેક.
ચટકો તારી ચાલનો, પાલવડીયે કંગર કોર;
છુમક છુમક નેપરી બાજે, ધુનમાં નાચે મોર. છબી. ૧
તાંણીને બાંધે પાઘડીરે, ઢળકતો મુકે તોર;
શેરીએ લડથડતો હીંડે, મુખ મોરલી ધનઘોર. છબી. ૨
મુખ દેખડાવીને ઘેલાં કીધાં, જાગે હરાયાં ઢોર;
ભાલણ પ્રભુ રૂઘનાથજી, મારાં ચીતલડાંના ચોર. છબી. ૩

---

બ્રખુભાણુ કેરી બેટી, રાણી રાધા છે મારૂં નામ;
દધી તણો જો ખપ કરો તો, આવજો ગોકુળ ગામ. બ્રખુ.
લંપટ સંપટ નાથજીરે, કપટીવાળા કાહાન;
દધીતણું જો દાન લેશો તો, કંસને થશે જાણ. બ્રખુ.
વંદ્રાવનની વાટમાં તમે, શાને રોકોછો ઘાટ;
તારી માતાતો આવડું મોટું, લેતી મહીનું માટ. બ્રખુ.
રાધા તો દાંણ નહી આપેરે, તમારૂં શું જોર;
પીતા મારો જો જાણશે તો, કરશે પાધરા દોર. બ્રખુ.
સુધલે મારગ માલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રગનાથ. બ્રખુ.

---

કહાન—ધુતારી ઘુમટાવાળીરે, આંજ્યાં વિના આંખડી કાળીરે.
ઉંચીને અલબેલડીરે, પાતળી પરિધાન;
જોબનીયાનું જોર ઘણું, હું ઉતારૂં અભિમાન. ધુતા૦
ગોપી—ન્હાની વયમાં નામજ કાઢ્યું, લોક કરે વખાણ;
મ્હો ખાયને આંખડી લાજે, માંહોમાંહો શું દાંણ.
ચાલ્યો જા પાધરી વાટે રે, સાંખુછું નંદના માટે રે. ચા૦
કહાન—આ ગોકુળમાં ઘણી વસે છે, મોટી જાત આહીર;
વ્હેવાર વાતે લજા શાંની, વઢકણાની રીત. ધુતા૦
ગોપી—પાધરી વાટે તે લઢે રે, જેને હોય એ બાપ;
એ દાણ શું લખાવી લાવ્યો, કંસરાયની છાપ. ચા૦
કહાન—છાપ તો તારો બાપ કરે છે, સેંકડો ભ્રખુભાન;
હમો કુંવર નંદરાયના, ગણુ કંસને તરણા સમાન. ધુતા૦
ગોપી—સમજી બોલો શામળારે, લોક સાથે શાં લાડ;
ભીખ માગી માગીને જીવવું, માનો પરમેશ્વરનો પહાડ. ચા૦
કહાન—ગોપી ગાળ દીયો અદકેરી, જોરાવરનો જોરો;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની ઓરો. ધુતા૦
ગોપી—કાન ધર્યાનું કામ શું છે, સમજી મનની વાત;
એવો કો દેખતી નથી જે, અટકાવી શકે હાથ. ચા૦
કહાન—આવે નારી ઇંદ્રાણી તો, જાય મુકી માન;
તારૂં સર્વસ લઉં સુંદરી તો, મારૂં નામ કાન. ધુતા૦
ગોપી—છ વરસનું છોકરૂં ને, ચોરી પીતો છાશ;
સરવસ આપું શામળા, તું આવ મારી પાસ. ચા૦
કહાન—તું મદમાતી મહીયારી, હું નિકટ ન્હાનું બાળ;
બાળપણું તુજને દેખાડું, થવા દે સંધ્યાકાળ. ધુતા૦

ગોપી–વિવાદ કરતાં દિવસ વિત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દીયો, ગોપી લાગી પાય. ચા.

---

## દેશીઓને ઉધમ કરવાની ગરબી.

કોઇ કાજ કરો રાજ નવલ આવ્યું છે હુનર નરેશનું.
પૃથ્વી ગઈ પરદેશી હાથે એ મોટી ભુખ તમે માથે.
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે. દેશી મીત્રો. ૧
આ વખત જુઓ તમે વિચારી, નીરધન થઇ બેઠાં નરનારી;
કાંઇ ધુળ મળ્યા ધંધા ધારી. દેશી મીત્રો. ૨
તમે દિવસે સુવું દુર ધરો, દીલ ખોલી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઇ કોઇ જુગતી કરો. દેશી મીત્રો. ૩
તમે સગાં કુટુંબમાં સંપ કરો, વળી દેવાદાર થતેજ ડરો;
તમે નીત્ય ઘટાડો નાત વરો. દેશી મીત્રો. ૪
ધન મળતે તુરત ગરવ છાંડો, તમે મોટાં કારજ નવ માંડો;
તમે પરણ્યા પહેલાં શીદ રાંડો. દેશી મીત્રો. ૫
વિધાનો સ્વાદ જરા ચાખો, મન ઉધમમાં અહોનીશ રાખો;
શીદ ભાગ્ય લખ્યું થાશે ભાખો. દેશી મીત્રો. ૬
પડતર જમીન તે ખેડાવો, ઉગશે ત્રણ વખત જો વાવો;
નિરઉધમી ઉધમમાં લાવો. દેશી મીત્રો. ૭
અદાલત અરજી અળશાવો, લુચ્ચાઓને લાંચ ન સુપાવો;
નાતીલા પાસે કરો દાવો. દેશી મીત્રો. ૮
પરદેશી હુન્નર પ્રગટ કરો, સંચીને જંતરો શીદ કરો;
દલપતની વીનતી દીલ ધરો. દેશી મીત્રો. ૯

## પહેલો ભાગ સમાપ્ત

# ભાગ બીજો.



જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણ વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ તે સમયે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ અથવા અહીં રહો, **તે વિષેનું ધોળ.**

(મામેરૂં મોંઘા મુલનું, એ રાગનું, પણ તેમાં એક ડોઢ જાસ્તી વળે છે.)

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતા આવતાં સાથ;<br>
કહે રઘુનાથ પધારો પીયર પ્યારી.

નહિ તો અહીં રહો સાસરાના રાજમાં, હેતે હળીમળી સાસુ સંગાથ;<br>
નહિ તો જોડી હાથ; પધારો. ૧

અમે વસ્તીમાં નહિ વસીએ વીનતા, અમે કરશું જઇ વનવાસ;<br>
તમો પામો ત્રાસ, પધારો.

સાથે રથ કે ઘોડુ નહી રાખીએ, નહી રાખીએ દાસી કે દાસ;<br>
કોઈ અમ પાસ. પધારો. ૨

તમે કોશનો પંથ કીધો નહીં, ચરણે ચાલવાથી પામો થાક;<br>
લીટી ખેંચે નાક. પધારો.

અમ વનફળ ખાઈ ખુશીમાં રહેશું, કોઇ દિવસે તો કેવળ શાક;<br>
વીના લુણ પાક. પધારો. ૩

વનમાં નથી મંદીર માળીયાં, નથી પહોડવા કાજ પલંગ;<br>
રંગીત નવ રંગ. પધારો.

કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો, તે ખુચે અંગ;<br>
એમાં શો ઉમંગ. પધારો. ૪

વનમાં હીરનાં ચીરતો નહી મળે, વનમાં નહી મહે ફૂરતાં ફુલેલ;
કે તેલ ધુપેલ. પધારો.
વનમાં નહી મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતથી ખેલ;
ઉમંગ ભરેલ. પધારો. ૫
ઉષ્ણકાળે વાસે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાશ;
જ્યારે જેઠ માસ. પધારો.
વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ;
નહી છત્ર પાસ. પધારો. ૬
વનમાં ધાતકી રહેતે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર;
બચે નહી ઢોર. પધારો.
મોટા પરવત દેખીને માનની, તને નજરે જોયા નહી જાય;
દીઠે ખાવા ધાય. પધારો. ૭
તમે રાજ કન્યા કાયા કોમળી, વનવાસમાં દુઃખ ન વેઠાય;
કાયા કરમાય. પધારો.
ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નીસરીયાં કદી ઘરબાર;
છો નાજુક નાર. પધારો. ૮
તમે છોટી ઉમર વરસ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઇ વાર. પધારો.
રાણી આવીને પીયર ગયાં નથી, તમને મળવા ઇચ્છે છે માય;
હોંશે ચિત ચાય. પધારો. ૯
રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેના સંદેશા આવે સદાય;
તેડાં પાછાં જાય. પધારો.
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ;
પુરાવીને થાળ. પધારો. ૧૦

અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ;
ત્યારે તત્કાળ. પધારો. ૧૧
રૂડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ;
છે બાપનું ગામ. પધારો.
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ;
કહે રાજા રામ. પધારો. ૧૨

## પછી સીતાજી બોલ્યાં તેનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળી કહે, સુણો સુંદર સ્વામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદાં પડવાની વાત વાલા કહો, તે તો બોલ લાગે તીખા બાણ;
રઘુકુળ ભાણ. સાથે રાખો. ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ. સાથે રાખો.
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમે દુઃખી તો દુઃખ મારે દેહ;
એમાં શો સંદેહ. સાથે રાખો. ૨
જે કોઇ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર બળ્યો ધીક એહ;
મુવા જેવી તેહ. સાથે રાખો.
સ્વામી તમ વિના મંદીર માળીયાં, ભાસે પરવત મોટા સમાન;
વરતી તો વેરાન. સાથે રાખો. ૩
મહાવનમાં ભરી વસ્તી ભાસતે, જ્યારે પામીશ દરશન દાન;
કૃપાના નીધાન. સાથે રાખો.
સાસુ સસરાને માત પીતા સઉ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને માહારાજ. સાથે રાખો. ૪

સ્વામી શું કરૂં ભાઈ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ. સાથે રાખો.
સાચું સગપણ જગતમાં સ્વામી તણું, બીજો સ્વારથી સઘળો સંસાર;
કુટુંબ પરીવાર, સાથે રાખો. ૫
મારા લાડ પલાણ તમે લાલજી, બીજો નથી આંસુ લોનાર;
કે એકે આધાર. સાથે રાખો.
પ્યારી પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું તજી ટેક. સાથે રાખો. ૬
જો કોઇ જળથી જુદી પડી માછલી, રાખે દુધમાં કરી વિવેક;
જીવે પળ એક. સાથે રાખો.
તમે સુખના સાગળ રહો વેગળા, પછી શું કરૂં રાજ ને પાટ;
હવેલીના ઠાઠ. સાથે રાખો. ૭
મને હીરના ચીર ગમે નહી, મને ન ગમે ઘરેણાંના ઘાટ;
મટાડો ઉચાટ. સાથે રાખો.
હુંતો તમને દીઠે દેખતી, અણ દીઠે તે આંધળી ભીત;
જનમની એ રીત. સાથે રાખો. ૮
મેંતો સ્નેહ તોડયા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત;
ચોરાયું છે ચીત. સાથે રાખો.
જમવું જીવન તમથી જુદા પડી, હોય વીધવીધના પકવાન;
તે વીખનાં નીશાન. સાથે રાખો. ૯
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન. સાથે રાખે.
પડશે તડકા ને તાપ વઇશાખના, તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તમ પાસ. સાથે રાખો. ૧૦

મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ધરશો ન આશ;
નીશ્ચેહ પામું નાશ. સાથે રાખો.
કરતાં વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇને નીરાશ;
કહે મેલી સ્વાસ. સાથે રાખો. ૧૧
દયા કરી દેવ દલપતરામના, સતી સીતાને દેખી ઉદાશ;
જતાં વનવાસ. સાથે રાખો સ્નેહથી. ૧૨

## રામચંદ્રજીએ સીતાને કાગળ લખ્યો તેનું ધોળ.

મામેરૂ મોંઘા મૂલનું—એ રાગનું.

સ્વસ્તશ્રી પુરી લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને.
રહો અખંડ એવાતણ તમ તણા,
એવી આશીષ વાંચો હમારી; પ્રીતમ લખે પ્યારીને. ૧
ગોરી દૈવના જોગે જુદાં પડયાં,
પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ લખે પ્યારીને.
બેસું બાગ બગીચે કે બંગલે,
રહું તમ વીના અધિક ઉદાસ; પ્રીતમ લખે પ્યારીને. ૨
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભળે,
તારો ભાવ ભૂલ્યો કેમ જાય; પ્રીતમ લખે પ્યારીને.
તારા હેતથી હયડુ ભરાય છે,
તે તો લેખણથી ન લખાય; પ્રીતમ લખે પ્યારીને. ૩
મારે અરથે તમે બાળપણ થકી,
તજ્યો સઘળો પીયર પરીવાર; પ્રીતમ લખે પ્યારીને.
મારાં લેશ વચન નહી લોપીયાં,
નથી કોપીયાં કદીએ લગાર; પ્રીતમ લખે પ્યારીને. ૪
તારી નમ્રતા અમ્રતથી ગળી,
વળી શોભીતો શાંત સ્વભાવ; પ્રીતમ લખે પ્યારીને.

જેથી મનની ઉદાસી તુરત મટે;
તારા બોલનો એવો બનાવ; પ્રીતમ લખે પ્યારીને. ૫
ગોરાદે તારા ગુણ કેમ વીસરે,
કેમ વીસરે વીલાપ ભર્યા વેણ, પ્રીતમ લખે પ્યારીને.
હેતે હસ્તુ વદન તારૂ વીનતા,
મારા નીરખવા તલખે છે નેણ; પ્રીતમ લખે પ્યારીને. ૬
દિવસે તુજ વીના દીલમાં ગોઠે નહી;
પીવું પાણી કે જમવું અનાજ; પ્રીતમ લખે પ્યારીને.
રાતે રોઇને આંખો રાતી થઇ,
લોક પુછે તો આવે છે લાજ; પ્રીતમ લખે પ્યારીને. ૭
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી,
કાલે ભાગશે ભામની વીજોગ; પ્રીતમ લખે પ્યારીને.
જેથી રીઝે આપણને જગતપતી,
એવો અહોનીશ કરવો યોગ્ય; પ્રીતમ લખે પ્યારીને. ૮
જે જે વૃદ્ધ પાડોશીઓ શુધ છે;
તેને પ્રીતીથી કહેજો પ્રણામ; પ્રીતમ લખે પ્યારીને.
વીભીષણ મારા મીત્ર પવીત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ; પ્રીતમ લખે પ્યારીને. ૯
જોઇતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુંઝાશો ન મન; પ્રીતમ લખે પ્યારીને.
કાલે દેખીશું દીવસ આનંદના,
જાશે વીસારી દુઃખ ભર્યાં દીન; પ્રીતમ લખે પ્યારીને. ૧૦
જે જે પ્યારી તમારી સાહેબીયો,
તેને પણ મારા કહેજો જુહાર, પ્રીતમ લખે પ્યારીને.

સાસુ સસરાની આશીષે સુદીને,
મલશું ભામની ને ભરતાર; પ્રીતમ લખે પ્યારીને. ૧૧
વધે સ્નેહને સંપ સુજન સાથે,
તેવી તનમન રાખજો ટેવ; પ્રીતમ લખે પ્યારીને.
અમે થોડી અવધે હવે આવશું,
એમ દલપતરામનો દેવ; પ્રીતમ લખે પ્યારીને. ૧૨

---

## સીતાજીએ રામચંદ્રજીને કાગળ લખ્યો તેનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

સ્વસ્તિશ્રી શુભસ્થાન સોહામણું,
જ્યાં રાજે સદા રઘુનાથ, કાગળ લખે કામની. ૧
લખે લંકા થકી સીતા સુંદરી,
હેત વદને જોડી જોડી હાથ, કાગળ લખે કામની.
પત્ર આવ્યો, તમારો પ્રીતી ભર્યો,
વહાલા વાંચી થયો વિરામ, કાગળ લખે કામની. ૨
પણ જીવન તમથી જુદાં પડે,
ઘણા દીવસ થયા ઘનશામ, કાગળ લખે કામની.
મારા નેણુનાં નીરથી નાથજી,
સુતાં રજનીમાં સેજ ભીંજાય, કાગળ લખે કામની. ૩
ઘેર ચાલો હવે તો ઘણી થઇ,
નહિ તો જીવડો જાશે જરૂર, કાગળ લખે કામની.
દઇવે પાંખો આપી હોય પીઠમાં,
ઉડી આવું દેશાવર દુર, કાગળ લખે કામની. ૪

વહાલા નીત્ય નવી વાતો વાંચીએ,
જેથી પામીએ પુરો પ્રમોદ, કાગળ લખે કામની.
ચતુરાઇના સાજ હું ચાળવું,
આવો વિદ્યાના કરીએ વિનોદ, કાગળ લખે કામની. ૫
તાંબાકુંડી ઉંડી ઓપતી,
ભાવે ભરૂં માંહી નીરમળ નીર, કાગળ લખે કામની.
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં,
સ્વામી નવરાવું ચોળી શરી, કાગળ લખે કામની. ૬
કરૂં સરસ રસોઇ રૂડી રીતથી,
પ્રીતે પીરસીને બેસું હું પાસ, કાગળ લખે કામની.
એવો દીવસ તે ક્યારે દેખશો,
ત્યારે અંતરની પુરશો આશ, કાગળ લખે કામની. ૭
સ્વામી તમ વિના પીયરને સાસરૂં,
સુનો લાગે સઘળો સંસાર, કાગળ લખે કામની.
મારા માથાથી મોઘા પ્રભુ તમે,
મારા આત્માના છો આધાર, કાગળ લખે કામની. ૮
આવે પર્વના દીન સુખ સરવને,
હું તો શોકે ઉદાશી સદાય, કાગળ લખે કામની.
ગાજે મેઘ ને દમકે જો *દામની,
આખી જામની જંપ ન થાય, કાગળ લખે કામની. ૯
હું તો સુની દેખું સુખ સેજડી,
ખાલી મંદીર ખાવાને ધાય, કાગળ લખે કામની.
ભરી વસ્તી ઉજડ જેવી ભાસે છે.
એક તમ વીના ત્રીભુવન રાય, કાગળ લખે કામની. ૧૦

* વિજળી.

વાલા હું તમને કેમ વીસરી,
કેમ વીસરીયું દાદાનું વતન, કાગળ લખે કામની.
પત્ર વાંચીને વેહેલા પધારજો,
સ્વામી શરીરનાં કરજો જતન, કાગળ લખે કામની. ૧૧
કોઇને દુખીયા દેખીને દુખ પામતા,
તેવી નાથ તમારી છે ટેવ, કાગળ લખે કામની.
આવે અવસરે કેમ કઠણ થયા,
તમે દલપતરામના દેવ, કાગળ લખે કામની. ૧૨

## ભુંડી ભારજા વિષે પદ.

રાગ ઉપર પ્રમાણે.

ભાઈઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતરમાં ઉંડીરે;
લાજ તજીને લડાઈ કરે નીત્ય, ભાળવા લોક ભરાય;
સારા માણસના ઘરનું વગોણું, જોણું જગતમાં થાય. ભાઇયો. ૧
જેમ બીલાડી ઉંદરને જુવે, એમ નાથ સામાં કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંકાં કહાડે વેણ. ભાઇયો. ૨
ચાર ઘડી પેઉ ચઉટે ટળે, ત્યારે સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભાઇયો. ૩
પોહોર ચડે દીન પોહોઢીને ઉઠે, ચોપે લડાઇના ચાળ;
જો લડનાર કોઈ ના જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભાઇયો. ૪
સ્નેહ કરી કદી સ્વામી સંગાથે, બેસી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવાતી રહે, રોશ ભરી દીન રાત. ભાઇયો. ૫
પીયુ થકી તો ઘણી પોતામાં, સમજણ જાણે સદાય;
દઇવ થાકે તો મનુશના મુખની, શીખામણે શું થાય. ભાઇયો. ૬

પંડીત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહડાના, તે હુંકારા ખાય. ભાઇયો. ૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડહાપણનો ધનવંત કહે કોઇ, ગર્વ ન કરશો લગાર. ભાઇયો. ૮

## શીયળનું ધોળ.

( શીયળ એટલે વ્યભીચાર ન કરવા વિશેનું )

( બહુચર ભલે આવીયાં ) એ રાગનું છે.

સુણો સમજુ સકળ નરનારીયો, મોટો શીયળતણો મહીમાય;
શીયળ પાળો સ્નેહથી.
જે કોઈ શીયળ સારી રીતે સાચવે, સરવે સફળ મનોરથ થાય. શી. ૧
સોના રૂપાની શોભા ન સમજીયે, શોભા સરસ શીયળ શણગાર. શી.
જેવા નકટાને ભુષણ નાંખીયાં, એવા શિયળ વિના નરનાર. શી. ૨
વધે લાજ અધીક ઠીક લોકમાં, પરલોકમાં મુક્ત પમાય. શીયળ.
સુખ સંપતિ શીયળથી શેવીએ, રીઝે જગ કરતા જગરાય. શીયળ. ૩
માટે શીયળ સરવ વીધે સાચવો, તજો કામી હરામીનો સંગ. શી.
જરીએ ડરીયે ન મરણના ડરથકી, ભારે ડરીયે શીયળ થતે ભંગ. શી. ૪
તજી લાજ બેઅદબી ન બોલીએ, નહી બોલીએ મદછક માંહી. શી.
નીચી નજરે સરળ રીતે ચાલીએ, હાંશી મશ્કરી કરીયે ન કાંહી. શી. ૫
ફાટી આંખે ફરે જે કોઇ ફાતડા, તેનું દાટીએ માટીમાં મુખ. શી.
તજવી સોબત નીત્ય તેહની, જેણે લજવી જનેતાની કુખ. શીયળ. ૬
ભણવું ગણવું તે તેહનું ધન્ય છે, જેણે કુળને લગાડયો ન ડાઘ. શી.
ભણીગણીને જે શિયળને સાચવે, એના ભણતરમાં ઉઠી આગ. શી. ૭
હઇયા ફુટા બોલે બોલ હાંશીએ, દેખી ફાંશીને નાશીએ દુર. શી.
શીક્ષા સુંદર દલપતરામની, જાણી કામની શાંખો જરૂર. શીયળ. ૮

## શીયળ વિશેની ગરબી.

શીયળ તણો મહીમા બહુ મોટો, ખોટા નથી ખરોછેજીરે;
વેદ પુરાણુ કુરાન કીતાબે, અધીક અધીક ઉચર્યો છે,
સુણજો સજનોજીરે. ટેક.
શીયળ વીના સદ્દગુણ સઘળાથી, જરી નહી શોભાવોજીરે;
પાઘડી પહેરી પામરીથી, નહી શોભે નાગો બાવો. સુ૦ ૧
હાંડી જમરૂખ તકતા માંડી, શોભાવ્યું ઘર સારૂજીરે;
દીવા વીના અંધારા ઘરમાં, સઉ દેખે અંધારૂં. સુ૦ ૨
સરવે અંગ સાજુ તાજુ, નાવ નવીન બનાવ્યુંજીરે;
પણ તેમાં એક છી પડયું તો, ન પડે પાછું આવ્યું. સુ૦ ૩
પરમેશ્વરનું બહાનું પકડો, શીયળ ન પાળે સાચુંજીરે;
કાથ પીએ ને ચરી ન પાળે, તો જીવ્યાનું કાચું. સુ૦ ૪
પુન્યદાન કે પ્રતીષ્ટાથી, પાપ નહી જાશે જીરે;
સાંચ શીપારસ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે. સુ૦ ૫
જો બાળપણાથી ડાપણુમાં, ખાપણુ ખોટું મળશેજીરે;
બુઢાપણુ આપણુને આવે, તોપણ તે નહિ ટળશે. સુ૦ ૬
શીયળ થકી સંપુરણુ થાયે, પરમેશ્વરની પ્રીતીજીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતી. સુ૦ ૭

---

## નળ દમયંતીનો વીયોગ.

( રાગ રામગ્રી )

વૈદરભી વનમાં વલવલે, અંધારી રાત;
ભામિની ભે પામી ઘણું, એકલડી એ જાત. વૈદરભી૦

રસના નામ દે નળતણું, જાપ જપતી જાય;
શુદ્ધ નથી શરીરની, ભાગે કાંટા પાય. વૈદરભી૦
રોઈ રોઈ રાતી આંખડી, ખુટયું આંસુનું નીર;
નયણે ધારા બે ઝરે, વહે છે રૂધીર. વૈદરભી૦
હીંડંતી તે આખડે, વાગે પાયમાં ઠેશ;
ચાલતી ઉભી રહે, ભરાય કાંટામાં કેશ. વૈદરભી૦
અંગે ઉઝરડા ઘણા, ઝરે શોણિત ધાર;
ઓ નળ ઓ નળ બોલતી, બીજો નહિ વિચાર. વૈદરભી૦
ઊંઠા કોતર ઉતરે, ચઢે ગિરિ ગરાડ;
અશુદ્ધ ઉર ધડકે નહિ, પાડે વાઘ બરાડ. વૈદરભી૦
વાંકી વાટે ટીંબા ટેકરા, ભયાનક ખોય;
રાફમાં સાપજ ફુફવે, માંહી ધુધવે ઘોય. વૈદરભી૦
શબ્દ પશુ પંખી તણા, ન પડે કાંઇએ પ્રીછ;
વરૂ વણીઅર બોલે ઘણું, ધાય પુઠે રીંછ. વૈદરભી૦
ફુંકારે છીકારવાં, ચિતરા દે છે ફાળ;
ફાલુનાદે હોએ ઘણા, બહુ બોલે શિઆળ. વૈદરભી૦
શીમલ સદડી શેકટી, કંટાલીને થોર;
બાવળીઆ બીઆમણા, ત્યાં ઝાઝી બોર. વૈદરભી૦
અથડાઇ પડે છે સુંદરી, ચરણે વેલા વીંટાય;
છુટા કેશ કામિની તણા, ઝાંખરે જટીઆં ભરાય. વૈદરભી૦
અથડાએ વૃક્ષ અંગશું, મુકે કાંટામાં પાય;
શુદ્ધ નથી શરીરની, ભજતી નળરાય. વૈદરભી૦
દિવસ રેણી પ્રીછે નહિ, એવું ધાડું વન;
ઘોર શબ્દ બીઆમણા, તેથી ધ્રુજે તન. વૈદરભી૦

અન્નઉદક નિંદ્રા નહિ, બેસવું ન સુવંત;
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમતા ભમતાં વંન. વૈદરભી૦

---

ભુલી ભમે છે ભામની, નૈષધનાથની નાર;
ઓ નળ ઓ નળ બોલતી, બીજો નહિ ઉચ્ચાર. ભુલી૦
ધોવાયું કાજળ આંસુએ, વેદનાએ વ્યાકુળ;
અરધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું પટકુળ. ભુલી૦
એવે દીઠો એક ચિતરો, ધરી ધીર ઉલટ;
પૂછી ભાળ ભુપાળની, તારા સરખી છે કટ. ભુલી૦
સાર્દુલ દીઠો વનમાં, વૈદરભી પુછે વહાલ;
નૈષધ દેશી વાટે મળ્યા, તારા સરખી છે ચાલ. ભુલી૦
સાવજ થાએ ગાભરો, ભયથી નાશી જાય;
વન દેવી મને ઝાલશે, પશુ ઘણાં કંપાય. ભુલી૦
પુછ્યું ઉંચા દ્રુમને, તારી ગગને ગઇ ડાળ;
નરૂપતિ જો મારી વતી, કહી દીસે ભુપાળ. ભુલી૦
ઉત્તર દ્રુમ આપે નહિ, તેમ રાણી રોય;
પુન્યસ્લોકે મને પરહરી, શત્રુ થયાં સર્વ કોઇ. ભુલી૦
અજગર પડયો છે વાટમાં, વિકાશી મુખ ભાગ;
દમયંતીએ પ્રીછયો નહિ, મેલ્યો મુખમાં પાય. ભુલી૦
ચરણ ગળ્યો જાનુ લગી, વિખ ચડયું શરીર;
સાદ પાડીને નળને કહે, ત્યાં તે થઇ છે અધીર. ભુલી૦
અજગર આનંદ પામીઓ, ભલું જડીયું ભક્ષ;
વૈદરભી ઘણું વલવલે, ઉંચાં ચઢી ગયાં ચક્ષ. ભુલી૦

કંઠે તો કાંટા પડયા, મુખે પડીઓ શોષ;
મરણુ સમે મારૂં કો નહિ, રસનાએ પુન્ય સ્લોક. ભુલી૦
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઈ;
પગ છે અજગરના મુખમાં, સ્વામી દીઠી સાહી. ભુલી૦
પારધીએ અજગર મારીઓ, કુહાડીને ઘાય;
જુગત કરીને મુકાવિયો, નળ પત્નિનો પાય. ભુલી૦

**કવી પ્રેમાનંદ ભટ.**

---

## પતિવ્રતા સ્ત્રી કેવા પ્રકારની ગુણવાળી હોય છે.

પુનમ ચાંદની પુરી ખીલી રહીરે—એ રાગ.

બાઇઓ પતિવ્રતા તે નારી કેવી હોય છે રે,
વાંચો વર્ણન તેનું આપું નિચે આજ;
સરવે શિખામણના શબ્દો હૈયે રાખજોરે. ટેક.

**સાખી**—શ્રાપ ન આપે કોઇને, બોલે ના બદ વેણ;
કરે ન કોઈની ઠેકડી, હસી નચાવી નેણ;
મુખથી ચાવીને નવ બોલે કદિએ બોલનેરે;
મનથી જાણે એમાં ઘટવાનો છે તોલ. સરવે૦

**સાખી**—સૈયરોનાં ટોળાં કરી, નવ ગાયે એ ગીત;
નવ લે છુટા રાસડા, સંભાળી નીજહિત;
રોવા રડવાની વાત નથી એ જાણતીરે;
કુટાયા પીટાયાનું તો નવ લે કો દિ નામ. સરવે૦

**સાખી**—સંતાપે નહી કોઇને, ધરી કદી પણ રીસ;
જપે જપાવે સર્વદા, સુખ દાતા જુગદીશ;
જુઠું જીભડીએથી કદી એ બોલે નહીરે;
ખારૂં ખાટું તીખું મોળું મુખથી વેણ. સરવે૦

**સાખી**—નિજપતિ વિણુ ન્યાળે નહી, ઉધાડીને આંખ;
ભુપ–રૂપ–કોટી પતિ, જુવે ના કરી જાંખ;
ઘરમાં ખાવા પીવા સુવાનો તો સાથરોરે;
તદપી તરછોડે ના નિજ વૃત્તિ ને ટેક. સરવે૦

**સાખી**—લટકાં ચટકાં ના કરે, ઠમકા મારે ઠેસ;
ના કાઢે દુતિ તણો, પોષાકોથી વેશ;
લજ્જા પટકુળ અંગે એ સદા પહેરી ફરેરે;
સદગુણુ માને છે એ ઘરેણુંના ઘાટ. સરવે૦

**સાખી**—છોરૂને બહુ સાચવે, ગણી પોતાનાં બાળ;
રૂઠાં જુઠાં પર કદી, આણે નહી મન કાળ;
રૂડા શિખામણુના શબ્દોથી એ કેળવેરે;
જેથી સુખીયારા બહુ બાળક આગળ થાય. સરવે૦

**સાખી**—દોરા ધાગાથી વસે બહુ, વેગળી આપ;
મંત્ર જંત્ર મનથી ગણે, એ ખોટાં છે પાપ;
વહેમો વશીકરણુના મનમાં કાંઇ નથી લાવતારે;
સઘળું સમજે એ છે ધુતારાના ઢંગ. સરવે૦

**સાખી**—સત્ય શિયળને સાચવે, પડતાં દુઃખ અપાર;
ન દીએ છે દીનને, યથાશક્તિ અનુસાર;
એવા ગુણુવાળી તે પતિવ્રતા શુદ્ધ નાર છેરે;
બીજી શંખણીઓનો ચોખ્ખો છે અવતાર. સરવે૦

**સાખી**—ત્રીભુવન સહુને કહે, એ મારો ઉદેશં;
અવગુણુ વાળી નારીયો, ના ધરશો કોઇ દ્વેશ;
સાચ્ચુ કહેવાની તો મનેજ મોટી ટેવ છે રે;
જેથી લખીયો છે મેં મારા મનનો ભાવ. સરવે૦

# શીયળવ્રત.

## ગરબો.

ચાલો આવોને સહીયર, ગાવો મળીને ગોરી ગુણીયલરેં;
ગાઓ ગરબો શીયળવત, ધરીને ગોરી ગુણીયલરે.
પતિવ્રતનો જગમાં, પ્રકાશ જાહીર અમર છે;
ત્રીભવનમાં તેનો આભાસ, જાહીર અમર છે. ચાલો૦
ચંદ્ર જુઓ કેવો ઉગ્યો, પુર્ણ કળાયે આકાશ;
તેમજ આ વ્રત ફેંકશે, કીર્તીવંત પ્રકાશ.
છે ભુષણ સર્વે, જળી જનારાં એની અન્યેરે;
રહેશે આ ભુષણ અમર, ધરે જે તેને ધન્યેરે. ચાલો૦
લલના શું સુંદર દીસે, જો ઠાંસ્યાં ભૂષણ પુર;
રહી અંદર રહી ગઇ ખામી આ, તો સર્વે ભૂષણ ધુળ.
માનસરોવર રાજહંસ, શોભા રહી તે વાર;
લાખો બગલા છો મળે, નાવે તેની બહાર. ચાલો૦
નથી પતિવ્રત કેરી જોડ, જુગમાં કાંઇરે;
ખુબી અન્ય સકળતો શીતર, માંહે સમાઇ.
સુર વીનાનું ગાન જેમ, ફુલ વિના ગુલજાર;
કુમુદ વિના જેમ ચંદની, છે શીયળ વીના તેમ નાર.ચાલો૦
કરો દ્રષ્ટી તો દમયંતીની, ભણીરે ગુણી સહીયરોરે;
પાળ્યું પૂર્ણ કષ્ટો સહીત વ્રત, આજરે તેતો અમર છે.
શાણી અબળા તણી, એતો ઢાલ છે રે;
ધરો પ્રેમથી આ અસ્ત્ર સદાયે, થાશેરે તે તો સાહીત્યરે.ચાલો૦
પતિવ્રત તણો પરીતાપ, "રોશન" જાહીર છે;
પતિવ્રત તણો જય જય જયકાર "જાહીર" જાહીર છે.

# પતિની ભક્તિ.

## ગરબો.

( " રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે " —એ રાહ )

સતી ગણો પ્રાણથી પ્યારો રે, આજ શિક્ષણનો સાર સારો,
સતી ગણો૦ (ટેક)

પતિ સાને પ્રેમ પ્રમાણી રે, એના હૃદયનું હરાદ જાણી રે;
એજ માનો ખરી સુખ ખાણી, સતી ગણો૦ ૧

પતિ ભક્તિમાં રાખી અસક્તિરે, છળ કપટની છાંટવી યુક્તિ રે;
રાખવી અતિ નિર્મળ વૃતિ, સતી ગણો૦ ૨

કાન્ત કથન કવિતા સમાન રે, વદે વિબુધ વડા વિદ્વાન રે;
તેનું કાં નવ જાળવો માન, સતી ગણો૦ ૩

પતિ નિંદા કરે જે નારી રે, અપયશની તે અધિકારીરે;
થાય અંતે દુખીયારી, સતી ગણો૦ ૪

'પ્રેમદા' નામ પ્યારૂં તમારૂં રે, 'રામ'–'રમણી' ને 'સુંદરી' સારૂં રે;
ગર્વ અવગુણે આજ અકારૂં. સતી ગણો૦ ૫

પતિ રૂપે ગુણે રીઝી રે'વું રે, સત્ય રૂચીકર કે'વું રે;
સમે સુખ દુઃખ આવે તે રહેવું, સતી ગણો૦ ૬

લઈ કેળવણી દઢ થાવું રે, જુઠા જનને ઓળે નવ જાવું રે;
ગુણવંત ગંભીર ગણાવું, સતી ગણો૦ ૭

દ્વેષ કલેશને ફેંકી દુર રે, મદ મત્સર તજિયે જરૂર રે;
કાન કામિનું એજ નુર, સતી ગણો૦ ૮

---

( સ્ત્રી ગીત સંગ્રહ. )

## વૈભવ હીન વાલમપર વ્હાલીનો પ્યાર.

### ગરબી.

વધાવું વાલમજી વનમાળી, સમ મનનાં દુખડાં ખોવાને;
રીઝાવવું રસીકજી રાધા, રાણીસમ વનનાં સુખડાં જોવાને. ટેક.
પિયુ પાતળીયાજી શાણા, શામળીયાજી પુજુ પાવલીઆજી;
કાયા કામળીઓજી અંગે, ઓઢાડું પ્રેમ પલંગે પોઢાડું.
જોબન ઝુલે હીંચાડુ ભાવ, ભોજન જમાડું મન મોતીડે વધાવું;
આવામાં છે હુકમ ઉઠાવાને, વ્હાલા મનનાં દુખડાં ખોવારે. વધાવું.
સાવિત્રી સતીએ સત્ય થકી, પતિ જમને રીઝાવ્યો;
શાણી ભોગવતીએ સેવા કરી, સર્પ પતિને નર બનાવ્યો.
વ્હાલીની દાસી છું સેવાની, પ્યાસી છું સત્યના સાગર;
નટવર નાગર હૈયાના હાર, આ લુંડી છે સેવા કરવાને. વધાવું.

---

## વાલમ વધામણું.

### ગરબી.

આવો અંતરના અભિરામ સુંદર શામળારે,
લ્હાવો ઘો સેવાનો ધિમાન પ્રિતમ પાતળારે;
નિરખી મંગળ મૂરતિનાથ સુંદર શામળારે,
હર્ષિત થઇ સુખ દુઃખના સાથ પ્રિતમ પાતળારે.
વિણા મધુર વચનની વાગી સુંદર શામળારે,
જ્યોતિ અજબ અંતરમાં જાગી પ્રિતમ પાતળારે;
નીતિ જળનું કરાવું સ્નાન સુંદર શામળારે;

ધર્મ વ્યસન કરવું પરિધાન પ્રિતમ પાતળારે.
ચર્ચું ચંદન ચતુર સુજાણ સુંદર શામળારે;
પૂજું વીધી મહેસ સમાન પ્રીતમ પાતળારે.
ધરાવું ભાવ ભોજનની થાળ સુંદર શામળારે;
પ્હેરાવું વીંટી કુસુમ તણી માળ પ્રીતમ પાતળારે.
કરૂં હું પદ પંકજમાં પ્રણામ સુંદર શામળારે;
ધરીને ધ્યાન કરૂં પતિ ગાન પ્રીતમ પાતળારે.

---

## સ્ત્રીનો ધર્મ.

### ગરબી.

( સાહેલીઓ ગાય છે. )

સખીઓ આવો આજ મળીને સંગમાં,
આપણે કરીએ સાથ મળીને માનજો;
વિદ્વાનો સારા જે શિક્ષા કહી ગયા,
પ્રેમ કરીને તેને પરીએ કાનજો. સખીઓ૦
પરભાતે ઉઠીને ધાવન દંતનું,
કર્યા પછી તો શુદ્ધ કરો આ દેહજો;
ક્રોધ કરીને બોલે નહિ પરભાતમાં,
તો દિન સુખમાં જાશે નહિ સંદેહજો. સખીઓ૦
નાની છોડીને નિશાળે મોકલો,
જેથી સુધરે તેનો આ સંસારજો;
ભણી ભણીને વાંચે પાઠો નવ નવા,
જેથી આનંદ પામે બહુ નર નારજો. સખીઓ૦

માતા ને પીતાનો એ તો ધર્મ છે,
કન્યાને કેળવવી સારૂં કામજો;
નીતિ ને રીતી તે તેથી જાળવે,
આગળ જતાં કાઢે સારૂં નામજો. સખીઓ૦
વિદ્યા શીખીએ રૂડું લાગે આપને,
અણુસમજણનું તિમર ભાગે દુરજો;
સતિ તણા દ્રષ્ટાંતો રૂડાં વાંચીએ,
જેથી ધર્મ પળાયે નિજ ભરપુરજો. સખીઓ૦
ભણ્યા પછી પાળો સ્રીના શુભ ધર્મને,
ઉતરીએ જેથી આપણ ભવપારજો;
શુદ્ધ તમારાં મનને રાખો પ્રેમથી,
અશુદ્ધતાના અંશ હણો આ વારજો. સખીઓ૦
હવે પતિના પ્રતિ તમારો ધર્મ શું,
તે કહીએ તે સાંભળજો સૌ કાનજો;
ભવ આખો રેવું છે તેના સાથમાં,
તેના પ્રેમ તણું કરવું છે પાન જો. સખીઓ૦
સુશિક્ષિત નારી જે હોયે વિશ્વમાં,
તેહ કદિ નવ પતીને દે સંતાપજો;
હાલે ચાલે બોલે રૂડી રીતથી,
પ્રસન જેથી સ્વામી થાયે આપજો. સખીઓ૦
ક્રોધ ન ઉપજે એવાં કરવાં કામ જો,
જેથી જનમાં વધશે ઇજ્જત અપારજો;
કોમળતા રાખીને નીશદિન વર્તવું;
તો તો પામો સુખાકારી અપારજો. સખીઓ૦

સાસુ સામ કો કાળે ન બોલવું,
હોય અભણ તો મીઠા બોલો બોલજો;
રોષ ઉતરશે ઝટ તેને તે કાળથી,
કરશે મનમાં ઉંડો સાચો તોલજો. સખીઓ૦

આમન્યા મુકીને ચાલો નહિ કદી,
સુર સાસુનું રાખો બહુ માનજો;
પર પુરૂષનો પરિચય રાખો ના કદી,
વાત કરો બહુ થોડી રાખો સાનજો. સખીઓ૦

સ્વત્રંતાને યોગ્ય રીતે વાપરો,
છેલ છકેલ તણા તજજો સૌ ફેલજો;
ખર્ચ નહી રાખોજ બહુ કપડાં તણો,
મન માંહેથી કાઢો ખોટો બોલજો. સખીઓ૦

પુસ્તક વાંચો સારાં ને શિક્ષણ તણાં,
શૃંગારે ભરીઆને છોડો આપજો;
મનમાં ખોટી છાપ પડે જેના થકી,
તેવાં કરશે અતિ ઘણો સંતાપજો. સખીઓ૦

કામ કરો ઘરનું ચાલાકી વાપરી,
કષ્ટ પડે તો પતિને થાજો સહાયજો;
મંજુલ ભાષણ સુખ આપે છે નાથને,
પ્રેમ અતીશે ઉલાશે ઉભરાયજો. સખીઓ૦

ઇશ્વર આપે જ્યારે રૂડાં બાલુડાં,
ત્યારે તેમાં પ્રેમ ભરોજ અપારજો;
સદગુણી શીખવજો દુર્ગુણ છોડાવીને,
તો તો દેખો સંસારે કંઇ સારજો. સખીઓ૦

નીતિના શિક્ષણને પ્રેમે આપજો,
બાળકડાંને શીખવશો નહિ ગાળજો;
બાલ્યાવસ્થામાં પડશે જે છાપ તે,
જાય નહિ મનમાંથી કોઇ કાળજો. સખીઓ૦

નિંદા ના કરશો હે મારી માવડી,
કોઇ તણી નિંદા ના ધરીએ કાનજો;
ઇજ્જત સઘળી જાય ઘટી આ લોકની,
પામે નહિ આ જગમાં ક્યાંહે માનજો. સખીઓ૦

ફુરસદનો જે સમય મળે તે ગાળજો,
સારાં સારાં પુસ્તક વાંચી આપજો;
પણ વાંચન કારણ ખોટી થાશો નહિ,
કામ મુકીને આવાં રહી અમાપજો. સખીઓ૦

ખોટા ખરચો કારણ પજવે નાથને,
તે તો નાર ગણાયે બહુ કંગાળજો;
માટે બેનો શિક્ષા આજે સાંભળી,
પતિનાં નાણાંની લેજો સંભાળજો. સખીઓ૦

આખો દીવસ નાથ રળે છે આપણો,
તેને શું પજવીને કાઢો સારજો;
તમ કારણ તે ઝાઝી મ્હેનતને લઇ,
પોષી અંગ ચલાવે છે સંસારજો. સખીઓ૦

ભોજન કરવું પતિના પહેલાં ના કદી,
જેહ કરે તે એકલપટી નારજો;
સ્વારથને માટે સંભારે ના પતિ,
પરમારથ તે કેમ કરે કો કાળજો. સખીઓ૦

સુશીલતાથી હરવું પતિના દીલને,
જેથી નિભે ચિરંજીવ સંબંધજો;
જે નારીમાં વશિકરણ ઓછો નહિ,
તે તો દેખતિ આંખે સ્ત્રી છે અંધજો. સખીઓ૦

નયને નેહ કદીએ તે કરવો નહિ,
કદી ન બનવું દુષ્ટ ગમે તે થાયજો;
ધીરજને છોડીને ફરવું ના કદી,
એ સદગુણથી આખી દુનિયા ચ્હાયજો. સખીઓ૦

વેરે ને કે'રેથી રોષ કરવો નહિ,
દીલ દુભાશે સર્વ તણાં તે વારજો;
મૃદુ વચને સંકટમાં વદવું સદા,
તો તો કમતી થાશે સંકટ ભારજો. સખીઓ૦

જેવી સ્થિતિ આપી તુજને ઇશ્વરે,
તેમાં તારે ગણવો તો આનંદજો;
ક્ષોભ કરીને ફાંફાં મારો ના સદા,
ના ધીરજ ખોઇને પડશો મંદજો. સખીઓ૦

---

## ગરબો.

આવો હાવે ભાવે રમીએ સહીએર આપણેરે,
રમીએ રંગ તરંગથી આંખો દીઓ બેન;
ભળીએ રમત ગમતમાં જઇને ત્યાં ઉલ્લાસમાંરે.

**સાખી**—ચાલો બેની બાગમાં, ચંદ્ર ખીલ્યો છે ચકોર.
જાવાની જોઉં રાહ હું, જેમ વૃષ્ટી ઇચ્છે મોર.

કરો તૈયારી ત્યાં જાવાની સઉ આપણેરે,
પેહેરો કીમતી આભુષણ અંગે અલંકાર. આવો૦

**સાખી**—બાગ સુશોભીત પુષ્પથી, સુગંધ વહે ચોપાસ;
ગુલાબ કેતકી મોગરો, આપી રહ્યા છે સુવાસ.
સહીએર સાથે તો સઉ ઉઠો ફરવા ફુદડીરે,
ટોળે મળીને બોલો શ્રી હરી એક વાર. આવો૦

**સાખી**—આજ દીવસ છે હર્ષનો, મળી આપણુ સંગાથ;
પણ હવે ચાલો ઘર ભણી, વાટ જુવે છે નાથ.
રાતલડી અરધી તો ચાલી અહીંથી નીસરીરે,
માટે વઢશે ઘેર આપણુને ભરથાર. આવો૦

**સાખી**—જો અહીં થાશે વાર તો, પતી થાશે દીલગીર;
વખત વિતી કેમ બહુ ગયો, એમ મનમાં નહિ રહે ધીર.
માટે ચાલો બેની પતિની શેવામાં હવેરે,
પાછાં મળશું જગદીશ મેળવશે શુભદીન. આવો૦

---

## બજરંગીનો (હનુમાનનો.)

### ગરબો.

સીતા રામનો છે રખવારરે, સમરૂ બજરંગી;
એતો અંજનીનો જાયો હનમાનરે, સમરૂં બજરંગી.
એમને ચઢે છે તેલ સીંદુરરે, સમરૂં.
માતાજીનાં વચન પાળવા, પીતાજીને કાજ;
અયોધ્યા નગરીનાં રાજ છોડીયાંરે, રામે ભોગવીયાં વનવાસરે. સમરૂં.
વનમાં જઈ મઢી બનાવી, આસન કીધાં ત્યાંય;
રોપ્યાં સીતાજીએ વક્ષ ત્યાં, કંઇ જુદી જુદી જાતનાં જ્યાંયરે. સમરૂં.

રાજા રાવણનો મરગલો, જેની સુવર્ણની છે કાય;
ચરતાં સીતાજીએ ભાળીયોરે, કહે રામને કાંચલડી સીવડાયરે. સમરૂં.
કંચવો સોનાનો શીવડવશું, નહિ ચામડામાં એ સાર;
હઠ લીધી સીતાજીએ ઘણી, કીધા બોલ ઓશીયાળા અપારરે. સમરૂં.
બોલો સીતાના સાંભળી, લીધું ધનુષ્ય ત્યાં હાથ;
પહેલું તે બાણ રામે ફેંકીયું, તેતો જઇ પડયું દરીયા માંયરે. સમરૂં.
બીજે બાણે મૃગ મારીયો, તમો ધાજો લક્ષણ વીર;
સીતાજી કહે દીયરનેરે, તમે જાઓ હણાયા તમ વીરરે. સમરૂં.
ઘેલી સીતા ન બોલીયે, નવ રામ હણાયા જાય;
મેણાં દીધાં સીતાજીએ ઘણાંરે, તેથી લક્ષમણ ધાયા ત્યાંયરે; સમરૂં.
રાવણ આવ્યો જોગી થઇ, કહે ભીક્ષા દે માય;
કપટ કરી તુ આવીયોરે, તુને ભીક્ષા તે કેમ અપાયરે. સમરૂં.
કપટીયે કપટ લડાવીયું, ઉંધું ચતું સમજાવી સાર;
ખાંધે બેસાડી રાવણ ચાલીયોરે, કાંઇ હરી છે સીતા નારરે. સમરૂં.
ઉંચી મેડી ઉછાંછળા, સમુદ્રનો નહિં ત્યાગ;
સતીને રાવણ હરી ગયો, એની મેડીયે ઉડે છે કાગરે. સમરૂં.
મારી મૃગ રામ આવીયા, નાંખ્યો મઢીની બહાર;
દીસે સુનાં મંદિર માળીયાં, કહો લક્ષ્મણ કયાં ગઈ સીતા નારરે. સમરૂં.
રામ કહે લક્ષ્મણ તુ કુલક્ષણો, ન સરીયાં કશાં કાજ;
ના હણ્યો વાડીનો મૃગલોરે, કાંઈ સાચવી ન સીતા નારરે. સમરૂં.
લક્ષ્મણ કહે હું ન કુલક્ષણો, કુલક્ષણી તમારી નાર;
સીતા કઠણ વચન બોલીયાં, મને લાગ્યાં તે હાડોહાડરે. સમરૂં
રામ રૂવે લક્ષ્મણ રીઝવે, ના રોશો ઘેલા રામ;
સતી સરીખી બીજી લાવશુંરે, એનું સીતા ધરાવીશું નામરે. સમરૂં.

જળ જળ કમળ ન નીપજે, વીરા વનવન અગર ન હોય;
ઘેર ઘેર સીતા ના નીપજેરે, તુંતો બંધવ વિચારી જોયરે. સમરૂં.
રામે બીડુ ફેંકીયું, કહો છે કોઇ બળીયો જોધ;
હનુમાને તેતો લીધું હાથમાંરે, લાવું સીતાજીની હુ શોધરે. સમરૂં.
અવળા ઉલટે ઉછળ્યો, પડીયો સાગર મોઝાર;
લંકા માંહી તે આવીયોરે, જોયા ચોરાશી બાવન બજારરે. સમરૂં.
જોઇ વળ્યો લંકા બધી, જોયું રાવણનું રાજ;
પત્તો સતિનો ના મળ્યો, આવ્યો થાકી પાણીને ઘાટરે. સમરૂં.
પનીયારી તુને વિનવું, કંઈ બતાવે જો સીતા માય;
પનીયારીએ કહ્યું સાંભળોરે, સીતા અશોક વાડીની માંહ્યરે. સમરૂં.
ત્યાંથી હનુમાન ઉઠીયો, ને આવ્યો વાડીમાંય;
મહેલી મુદ્રિકા પડતી તહીંરે, લીધી સીતાજીએ તો ત્યાંય. સમરૂં.
કોણ દિશાથી આવીયા, શું છે તમારૂં નામ;
કોણે તમોને મોકલ્યા, લાવ્યા કયાંથી મુદ્રિકા આ મારા રામની. સમરૂં.
ઉત્તર દિશાથી આવીયા, પંચવટીમાં છે મુકામ;
રામ લક્ષ્મણે મુને મોકલ્યોરે, છે હનુમાનજી મુજ નામરે. સમરૂં.
સાત સમુદ્ર આડા ભર્યા, જળનો નહિ કંઇ તાગ;
કઇતો સામા ઉભા હશેરે, ભાઇ કેમ કરી મુકાવ્યો તેં માગરે. સમરૂં.
સાત સમુદ્ર કોટે કરૂંને, બાળુ લંકા અનુપ;
નથી મારા રામની આજ્ઞારે, નહી તો મારૂં હું રાવણભુપરે. સમરૂં.
તરસ્યો તું હોઇશ ભાઇ સાવજોરે, જા પીને તું ટાઢાં નીર;
ભુખ તુને લાગી હશે, તું ખાને આ દાડમ અંજીરરે. સમરૂં.
ઝાડ ભાગી હનુમાનજી, પાડી વન ફળ ખાય;
ફરીયાદ બાગનો માળીડોરે, લેઈ રાવણની પાસે જાયરે. સમરૂં.

અરજ સુણી માળ તણી, કોપ્યો રાવણ રાય;
મારો મારો એને શું જુવો, ભાગો લોઢે લાકડે એની કાયરે. સમરૂં.
કુંભ કરણે બાથા બીડીયા, માર્યું જોરથી બાણ;
ઈંદ્રજીત કહે ગભરાવો નહી, રે હું વાળુ છું એનો ધાણરે. સમરૂં.
હનુમાનજી હસતા બોલીયા, નહિ મરૂ એરણને ધાણ;
સાચું કહે વાંદરારે, ત્યારે શાથી જશે તુજ પ્રાણરે. સમરૂં.
આખી લંકાનાં ગોદડાં, અને સહસ્ત્ર ધાણીનું તેલ;
મારે પુંછડે બાંધી પછીરે, વળી અગ્નિ તે તેમાં મેલરે. સમરૂં.
તેલ મંગાવ્યું તરત ત્યાં, બાંધ્યાં ગોદડાં સજ્જડ;
અગ્ની મુકતાં સાથ હનુમાનજીરે, બેઠા ચઢી તે લંકા ગઢરે. સમરૂં.
બાળ્યાં મેડીને માળીયાં, બાળ્યાં બાવન બજાર;
હાહાકાર ત્યાં થઈ રહ્યારે, રૂવે નાનાં મોટાં નરનારરે. સમરૂં.
પછી સ્નાન કરી હનુમાનજી, આવ્યા રામજી જ્યાંય;
સીતાની ખબર આપી અનેરે, કહ્યું લંકામાં લાગી છે લાયરે. સમરૂં.
રામ લક્ષમણ યુધ્ધે ચડયા, ઈંદ્રજીત માર્યો ત્યાંય;
ઓળખ્યો ઈંદ્રજીત તેમણેરે, ત્યારે લક્ષમણને થઈ મુર્છાયરે. સમરૂં.
રામજી ઘણા દીલગીર થયા, ઉચ્ચર્યા દીલમાંહી બોલ;
કાંચલડીને કારણેરે, મારી અખંડ ખાંડી જોડરે. સમરૂં.
ગયાંતાં તમો ત્રણ જણાંને, આવ્યા એકા એક;
માતા સુમીત્રા એમ પુછશેરે, ત્યારે ઉત્તર શો દઇશ હું તેમનેરે. સમરૂં.
વહાણું વાયુ આવ્યા હનુમાનજી, લાવ્યા અમરકુપ સાર;
મુર્છા વાળી લક્ષમણ તણીરે, ત્યારે વરત્યો તે જેજેકારરે. સમરૂં.
થયું યુદ્ધ ત્યાં અતિ ગણું, મરાયો રાવણ ભુપ;
સીતા સતી મલી રામને, પછી વિઘ્ન પડયાં જઇ કુપરે. સમરૂં.

## ગરબો.

(પુનમચાંદની એ રાગ.)

બ્હેનો પતિવ્રતા નીજ ધર્મ તમે સ્વીકારજોરે.
રહેતાં પતી સેવામાં હાજર દીનને રાત;
પામો મુક્તી પદને સુખ ઘણું સંસારમાંરે.
સત્ય વચન સૌ બોલજો, નીજ પતિની સંગાત;
સાસુ સસરા સર્વને, સાચી કહેજો વાત;
રાખી નમ્રતાને માન થકી બોલાવજોરે,
વર્તી સદ્ગુણથી રાખો સૌને પ્રસન્ન. પામો૦
નેત્રનેહ નવ રાખશો, પરપુરૂષની સાથ;
પિતા પુત્ર ગણી તેહને, બોલો સૌ સંગાથ;
ઠઠ્ઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે,
વળી એકાંતે નવ કરવો ગુપ્ત વીચાર. પામો૦
દાગીના નવ પેખવા, નિત જોવું પતી મુખ;
સદ્ગુણમાં રહેજો તમે, અક્ષય પામો સુખ;
લઢવું વઢવું ને ગુસ્સામાં કદી નવ બેસવુંરે;
રહેવું સંતોષે જે આપ્યું છે જીુગદીશ. પામો૦
પતી પ્રકૃતિ હોય જો, અગ્નિ કેરી ઝાળ;
સંતોષે બુઝાવશો, સામો નાવે કાળ;
હરવું ફરવું ને સુખેથી દીન ગુજારવારે,
તેથી થાશે સઉ કુળનું કલ્યાણ. પામો૦
ધન સંપતી પામશો, પટકુળ જીુદા રંગ;
સર્વ ફોકટ જાણજો, ઘરના સદ્ગુણ સંગ.
મળશે પરમેશ્વર આપે મુક્તિ કુળ સાતમાંરે,
કહે લક્ષ્મણ ગણપત હેતે ધરી મન હોંશ. પામો૦

## બહુચરાજીનો ગરબો.

બલિહારીરે બહુચર માત, જોવાને જઇએ. ટેક.
જોવા જઇએ સુખિયા થઇયે, આરાસુરમાં રહિયેરે;
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ માહાકાળી. જોવા. ૧
માને પારે હવન થાય, ને ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માનની મંગળ ગાય. જોવા. ૨
માને પારે જે કોઇ જાશે, તેની પુરે આશરે;
કરજોડી જન વલ્લભ કહે, મા હું છું તારો દાસ. જોવા. ૩

---

## મલાવરાવનો રાસડો.

પીતળ લોટા જળે ભર્યારે, દાતણ કરતા જાઓરે,
મલાવરાવ શેહેરનો સુબો કયારે આવશેરે.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે; મ૦
ચીની તે પ્યાલા એમ રહ્યારે, મરદન કરતા જાઓરે. મ૦ ૧
મરદન કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે; મ૦
ત્રાંબા તે કુડીઓ જળે ભરીરે, નાવણ કરતા જાવરો. મ૦ ૨
નાવણ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે; મ૦
રાંધી રસોઇઓ એમ રહીરે, ભોજન કરતા જાવરે. મ૦ ૩
ભોજન કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે; મ૦
પાન સોપારીને એલચીરે, મુખવાસ કરતા જાવરે. મ૦ ૪
મૂખવાસ કરીશું વાડીએરે, ફરતિ ફીરંગીની ફોજરે; મ૦
સોના તે કેરાં શોગટાંરે, રમત રમતા જાવરે. મ૦ ૫
રમત રમશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે; મ૦
ઢીંચણ સામો ઢોલીયોરે, પોઢણ કરતા જાઓરે. મ૦ ૬

પોઢણુ કરશું વાડીએરે, ફરતી ફીરંગની ફોજરે; મ૦
ક્યાંથી આવ્યા પેલા પરદેશીરે, માથે ટોપીને ભુરો વેશરે. મ૦ ૭
રાણી રૂવે રંગમેલમાંરે, દાસીઓ રૂવે દરબારરે; મ૦
હાટે રૂવે હાટ વાણીયારે, ચોરે રૂવે ચારણુ ભાટરે. મ૦ ૮

---

## ગરબો.

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે, શોભે રજની સુંદર શી આજ;
હેતે રમીયે સૈયર આપણેરે.
સૈયર કંકણો સોનાનાં કરે ધર્યાંરે, માંહે જડયાં છે લિલમ મણી નંગ. હેતે૦

મળીઆં આજે આપણે, ધરી શોળ શણગાર;
કરકંકણ ચુડી ચમક, ચંદ્ર તેજ એક તાર.

હીરા રત્ન જડીત ઉરહાર છેરે, મોતી લળકે છે બાજાબંધ. હેતે૦

અંબેલા ફુલે જડયા, સરસેંથે હિંગુળ;
કીધા કુમકુમ ચાંદલા, મુક્તા માળા ઉર.

આરસપારસ મણી જડેલો ચોકછેરે, તેમાં રમતાં વસતા હૈયે નણદલવીર. હે.

પેહેર્યા ઝાંઝર પ્રીતથી, ઝણણ કરે ઝણકાર;
ફરીરે સૈયર ફુદડી, આ રજણી મોઝાર.

સખી વેલીઓ ફુલી વિધવિધ ભાતનીરે, તેતો આપે શી સુંદર સુગંધ. હેતે૦

કથા શિયળની પાળવી, પ્રીમત ઉપર પ્રેમ;
વધ્યો સખી વિરહ થઇ, મળે ત્વરાથી કેમ. પુનમ ચાંદની.

( ત્રિવિક્રમ. )

---

## અંબાજીનો ગરબો.

અલબેલીરે અંબેમાત, જોવાને જઇએ;
બળદારીરે બહુચરમાત, જોવાને જઇએ. ટેક.
જોવા જઇએ મા સુખીઆં થઇએ, આરાસુરમાં રહીએરે;
આપ આપણા મનની આપદા, અંબે આગળ કહીયેરે. જોવાને.
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ મહાકાળીરે;
દક્ષણમાં દેવી તુળજા ભવાની, ચુંવાર બહુચર બાળી. જોવાને.
માને પારે હવન થાય ને, ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ સઘળા વેદ ભણે, ત્યાં માનુની મંગળ ગાય. જોવાને.
આંધળાને આંખજ આપે, પાંગળાંને પાયરે;
નીર્ધનીઆંને ધનજ આપે, આપે પદાર્થ ચાર. જોવાને.
માને પારે જે કોઈ આવે, તેની પુરે આશરે;
કરજોડી કહે બાજીઓ પવાર્ઇ, હું છું તારો દાસ. જોવાને.

---

## કાળકા માતાનો ગરબો.

મા તુ પાવાની પટરાણી કે કાળી કાળકારે લોલ.
મા તારે ડુંગરડે ચડવું તે અતિ ઘણું દોહલુંરે લોલ.
મા તારી પ્રદક્ષણા કરવી તે અતિ ઘણું દોહલુંરે લોલ.
વિશ્વાસે તપ કરવા બેઠા કે ચરૂટે ચરૂદ મળ્યારે લોલ.
ત્યાં કાંઇ ગાતાતાં ગરબા કે માજી આવીયારે લોલ.
રાજાજીએ છેડલો સાહ્યોરે હાથ કે, માજી પ્રસન થયાંરે લોલ.
માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે, જંજાળ અતી ઘણીરે. લોલ.
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાળ કે હાથી ઝુલતારે લોલ.
માગ્ય માગ્ય દક્ષણ સરખો દેશ કે, કિલ્લા અતિ ઘણારે લોલ.

માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, ભદર બેસણુંરે લોલ.
માગ્ય માગ્ય નવેખંડનાં રાજ્ય કે, ચાંદો સૂર્ય તપેરે લોલ.
માગુ માગુ એટલું વરદાન કે, મારા મહોલે પધારીએરે લોલ.
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુંરે લોલ.
આજથી છઠેને છ માસે કે, તારૂં મુળ જશેરે લોલ.
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ઘશી રહ્યોરે લોલ.
મુગલ ચઢાવી ને ફોજ કે, પાવાગઢ ઘેરિયોરે લોલ.
દરવાજે ઉભા દરવાન કે, કોઇને પુછીયુંરે લોલ.
રાજાજીએ ખોદાવ્યું તળાવ કે, પાણી નવ નિસર્યુંરે લોલ.
મુગલે ખોદાવ્યું તળાવ કે, જલ દુધે ભર્યુંરે લોલ.
માજીનો એવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે. લોલ.

---

## આગગાડીનો ગરબો.

મહોલે પધારો મહારાજ. એ રાગ.

ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડીરે આવી,
એતો આવી હિંદુસ્થાન, અગન કેરી ગાડીરે આવી;
નીરખ્યાથી થાય નીરાંત, અગન કેરી ગાડીરે આવી.
સરસ્વતી માતને વિનવું, કાંઇ ગણપત લાગુ પાય;
ટોપીવાળા તારા રાજમાં, રૂડુ કાકરીઉં પંકાય. અગન૦
ગાડી તારાં બેસણાં, એતો ઇંદ્ર તણાં વૈમાન;
આંકડે આંકડો મેળવ્યો, એનો ઘડનારો ચતુર સુજાણ. અગન૦
સ્ટેશનથી જે ઉપડી, એવો આવે જ્યારે તાર;
માસ્તર તારીખ મેળવી, ખુલ્લું મુકે ટીકીટનું દ્વાર. અગન૦
ગાડી આવી ઘંટ વાગીયા, ટીકીટ કરાવવા જાય,
ઘડી એક વીલંબ થતાં, એતો ટીકીટ વીના ટીચાય. અગન૦

સ્ટેશન ઉપર પાનને, સોપારી વેચાય;
શોખી સહેલાણી જાય, ખાંતે ખરીદ કરીને ખાય. અગન૦
ધારી ઘેબર ઘુઘરા, બરફી બેસ વેચાય;
મોટા ઘરની શેઠાણીયો, તે તો ગાડીમાં બેસી ખાય. અગન૦
દુરથી દેખે આવતી, સીગલ નીચો થાય;
બેસનાર તૈયાર થઈ, ટપોટપ શોધે જગાય. અગન૦
ધમ ધમ કરતી દોડતી, નાસતી આપે સાદ;
પલક એકમાં પહોંચાડી દે, જેને કરીએ આપણે યાદ. અગન૦
સુરત શહેરની સુંદરી, મુંબાઇ તેનું મોસાળ;
સોલાપુરમાં સાસરૂં, તેનો સાંજે સંદેશો ને ભાળ. અગન૦
ટોપી તારા રાજમાં, સરવે પ્રકારે સુખ;
ધન્ય ધન્ય ગોરી જાતને, જેને દીપાવી માની કુખ. અગન૦
ગરબો આ સુધારીયો, સૌને ગાવા માટ;
નાનાલાલે નેહથી, આપો તાળી ઉપાડી હાથ. અગન૦
ગરબો ગાયો પ્રીતથી, સખી ધરી મન સ્નેહ;
બોલો બ્હેનો એકદમ, અંબે માતકી જે જે જે. અગન૦

---

## માણીગરનો ગરબો.

મહોલે પધારો મહારાજ, માણીગર મહોલે પધારો;
નારી જુવે છે વાટ, માણીગર મોહોલે પધારો.
મારો શેરે થયો અપરાધ, માણીગર મહોલે પધારો;
કરે રૂદન રાધા નાર, માણીગર મહોલે પધારો. ટેક.
શીશો ભાગ્યો સાંધતાં, મન ભાગ્યું કુવેણ;
મોતી ભાગ્યું વીંધતાં, તેને સાંધો નહી રેણ. માણી૦

સોનું કરીને સાચવ્યું, કર્મે નીકળ્યું કથીર;
છોગાળા નર વહ્યા ગયા, મારે માથે ભાગ્યો છે મજુર. માણી૰
શ્રી કૃષ્ણજીએ ગાડાં જોતર્યાં, મહી ભર્યો કસુંબી માલ;
પરણ્યો હોય તે સાચવે, મને રાતા ચુડલાની ખંત. માણી૰
ચંદ્રા તુજને પુજતી, કરીને આદીત વાર;
ઘડી એક મોડો ઉગજે, મારા પિયુ મીલાવન હાર. માણી૰
સાહેલી સાગર ઉલટયો, માંહી રત્ન તણાયાં જાય;
કમર કંકણુ ભરે મુઠડા, તેના સંચલે હાથ ભરાય. માણી૰
જોબન જાતા જાણતી, કરતી મોઘા મુલ;
થોડું થોડું રાખતી, જેમ માલણ રોપતી ફુલ. માણી૰
શેરી ભલી પણ સાંકડી, નગર ભલા પણ દુર;
નાવલો નાનકડો મળે, તેનું જોબન જાય ભરપુર. માણી૰
સાંકડી શેરી સજ્જન મળ્યા, સાથે છેલ બે ચાર;
કોના નીમીશે હું નમીશ, તમે માની લેજો જુહાર. માણી૰
ડુંગર ઉપર દવ બળે, નદી કરે પોકાર;
ચતુર હોય તો ચેતજો, મુર્ખ કરે વિચાર. માણી૰
કોણે હીમાળો સેવીઓ, કોણે સેવી આગ;
કોણ કરવત મૂકાવીઆં, કેઇ નારીને કાજ. માણી૰
કાથે હીમાળો સેવીઓ, ચુને સેવી આગ;
સોપારીએ કરવત મૂકાવીઆં, રાણી નાગરવેલને કાજ. માણી૰
પ્રીત એસી કીજીએ, જેસો ટંકણ ખાર;
આપ જળે પર રીજવે, જે ભાગ્યાં સાંધે હાડ. માણી૰
મીત્ર મીત્ર શબકો કહે, તાળી મીત્ર અનેક;
વીપત પડે શીરપર લહે, એતો જુગમાં એક. માણી૰

**ભાગ ૨ જો સમાપ્ત.**

# ભાગ ૩ જો.

---

## ગરબો.

મોહોલે પધારો મારા રાજ, માણીગર મોહોલે પધારો;
વ્હાલ વધારો વ્રજરાજ, માણીગર મોહોલે પધારો. ટેક.

કરી રાખી છે એકઠી, ઘણા દિવસની ગોઠ.
રાજ મળે તો કીજીએ, આવી રહી છે અમારે હોઠ.
માણીગર મોહોલે પધારો, વ્હાલ વધારો વ્રજરાજ. ૧

હું સરખી બહુ આપને, મારે તો એક આપ;
રહેવાતું નથી રાજવીણ, કોને કહું પરિતાપ,
માણીગર મોહોલે પધારો, વ્હાલ વધારો વ્રજરાજ. ૨

સેજ બીછાવ્યાં ફુલડાં, આનંદ ઉર ન માય;
પ્રાણજીવન ત્યાંહાં પોહોડીયા, દાસી પલોટે પાય;
માણીગર મોહોલે પધારો, વ્હાલ વધારો વ્રજરાજ. ૩

હું પણ દાસી આપની, બાંહે ગ્રહ્યાની લાજ;
જોબન લેહેરે જાય છે, માણોને મારા રાજ;
માણીગર મોહોલે પધારો, વ્હાલ વધારો વ્રજરાજ. ૪

પ્રીતમદાસ દયા તણા, વળી વ્રજરાજ રાજ કુમાર;
ઘણા દિવસની હોંસ છે, પૂરો પ્રાણ આધાર;
માણીગર મોહોલે પધારો, વ્હાલ વધારો વ્રજરાજ. ૫

---

# સાહેલીના મહીના.

## રાગ રાગણિ.

હાંરે સખિ કારતક માસે કેમ ગમે અમે એકલડાં ઘર માય
સાંભળ સાહેલી
હાંરે સખિ શ્યામ વિનાસંસારમાં, મને કામ નસુઝે કયાંય. સાં૦
હાંરે સખિ મોહન મથુરા જઇને રહ્યા, પેલી દાસી કેરે ઘેર સાં૦
હાંરે સખી રઘુનાથનો સ્વામી મળવાની, મને કોણ બતાવે પેર. સાં૦

૨

હાંરે સખી માગસર માસે મોરારી મારૂ મન મળવા અકળાય સાં૦
હાંરે સખી નાથ વીના આ જગતમાં, મારૂં અવતર્યું એળે જાય સાં૦
હાંરે સખી મોહન મથુરા જઇને રહ્યા, પેલી કુબજા કેરે સંગ સાં૦
હાંરે સખી રૂગનાથના સ્વામી આવે તો, મારૂં સર્વે સમર્પુ અંગ સાં૦

૩

હાંરે સખી પોસ માસની પ્રીતડી, મારી ખરીરે દોહલી જાય. સાં૦
હાંરે સખી ઘડીએ ન ગોઠે ઘરમાં, મને સુતાં ન રહેવાય, સાં૦
હાંરે સખી શ્યામ વિના આ શીયાળો, મારે કેમ કરી કાઢયે જાય સાં૦
હાંરે સખી રૂગનાથનો સ્વામિ આવે તો, મારે હૈડે હરખ ન માય સાં૦

૪

હાંરે સખી મહા માસ મારી બ્હેનડી, મારે પીયુડો જોઇએ પાસ સાં૦
હાંરે સખી શામળિયા પાખી હું તો, બીજા ન કરૂં આશ સાં૦
હાંરે સખી પતિવ્રત્તાનો ધર્મ છે મારે વર છે શ્રી વિઠલનાથ, સાં૦
હાંરે સખી રઘુનાથનો સ્વામી આવે તો, અમે રમિયે એની સાથ સાં૦

૫

હાંરે સખી ફાગણુ માસે ફુલ્યું છે, શ્રી વ્રંદાવન ઉપવન. સાં૦
હાંરે સખી વા'લા વિના વહિ જાય છે, મારે હોળી રમ્યાના દન સાં૦
હાંરે સખિ શું કરિયે શ્રી નાથને, મને કરી ગયા છે રંક સાં૦
હાંરે સખી રૂઘનાથનો સ્વામિ આવે નહીં, ત્યારે વળિયો આડો આંક સાં૦

૬

હાંરે સખી ચૈતર માસે ચોમેર, હું તો જોઉરે વાલાની વાટ સાં૦
હાંરે સખી સૂના તે મંદિર માળીયા, સુની સેંજ હીંડોળા ખાટ સાં૦
હાંરે સખી કઠણુ થયા છો કહાંનજી, શ્રી નાગર નંદ કુમાર સાં૦
હાંરે સખી રૂઘનાથનો સ્વામી દેખાડે, તેને આપુ ઉરનો હાર. સાં૦

૭

હાંરે સખી વૈશાખે વન મોહરિયો, આંબલીયે ઉઘડી શાખ. સાં૦
હાંરે સખી દયાળ વિજોગ દોહડી, મારી બળી બળી થાયે ખાખ સાં૦
હાંરે સખી ઉનાળાના દહાડલા બીજો વાલા તણો વીજોગ. સાં૦
હાંરે સખી રૂગનાથના સ્વામી વીના મને પંડે થયો પડ રોગ. સાં૦

૮

હાંરે સખી જાલમમનો જેઠ છે, મહીળી લોકવડા કરે લહેર. સાં૦
હાંરે સખી નાથ નમેરા થઇને રહ્યા, મને ન કહાવ્યું ઘેર. સાં૦
હાંરે સખી પરદેશી સૌ આવીયા, જે કોઈ ગયા હુતા પરદેશ. સાં૦
હાંરે સખી રૂઘનાથનો સ્વામી શામળો મને મેલી બાળેવેશ. સાં૦

૯

હાંરે શખી અષાડ માસ ભલે આવીયો નવ આવ્યા નંદ કીશોર. સાં૦
હાંરે સખી ચોમાસાના દહાડલા, અતિ જામનીયોનું જોર. સાં૦

હાંરે સખી મીઠો તો વરસે મેહુલો, ત્યારે અડક્યા પંથોપંથ. સાં૦
હાંરે સખી રૂઘનાથનો સ્વામી શામળો, ક્યારે આવશે કંથ. સાં૦

૧૦

હાંરે સખી શ્રાવણ માસે શું કરીયે, સઉ નદિયે નાવા જાય. સાં૦
હાંરે સખી આજ જન્મ દિવસ મારા વા'લાનો સઉગાતા જસોદામાય સાં૦
હાંરે સખી મેઘ મધુરો ગડગડે, અતિ મોહ કરેરે મલાર. સાં૦
હાંરે સખી રૂઘનાથના સ્વામિવિના, પાપી પીડે કામ અપાર સાં૦

૧૧

હાંરે સખી ભાદરવો ભેરે ગાજીયો, કરો દનદન કેરાં કામ. સાં૦
હાંરે સખી વાટડી જોતા વાલાની, નવ આવ્યા સુંદર સ્યામ. સાં૦
હાંરે સખી માણસથી પંખી ભલાં. બળો નાર તણો અવતાર સાં૦
હાંરે સખી રૂઘનાથના સ્વામી શામળો, મારો ક્યાં મળશે ભરથાર સાં૦

૧૨

હાંરે સખી આસો માસે ભલે આવિયો, મને શધળે ખાવાધાય. સાં૦
હાંરે સખી વાટડી જોતાં વાલાની મારી રાતલડી નવ જાય. સાં૦
હાંરે સખી ઘણે દહાડે પધરિયા, મને સંગે રમાડી રાશ. સાં૦
હાંરે સખી રૂઘનાથના સ્વામી આવીયા ત્યારે પુરી મનની આશ સાં૦

૧૩

હાંરે સખી બારે માસ પૂરા થયા. પુરી પુરૂષોતમે આશ. સાં૦
હાંરે સખી ગુણ ગાતાં ગોવીંદના, અમે રટીયે શ્વાસો શ્વાસ સાં૦
હાંરે સખી દુઃખડાના દહાડા વહી ગયા, મારે સુખનાં આવ્યા રાજ સાં૦
હાંરે સખી રૂઘનાથના સ્વામી મળ્યા મારાં સરીયાં સઘળાં કાજ સાં૦

(રૂઘનાથ કાવ્ય;)

---

## ગરબો.

( સખી વીરહી જનની પીડ વીરહી જાણે છે—એ રાગ- )

સખી સેવો અંબેમાત સુખ માણોરે
એ તારે જન સમાજ સત્ય પ્રમાણો રે
બ્હેન સંસારી આ જાળ, દુઃખદ જાણો રે
છે વિષે ભરી પાપની પાળ કહે છે નાનો રે
મનહર મુગટ મોતી તણો કાને કુંડળ સાર
કંકણુ હાથે હેમનાં કેવો કંઠે નવસર હાર શોભે છે !
વાહ ! ઝાંઝરનો ઝમકાર મનડુ લોભે છે
આહા ! ચીત્તહર આ ચમકાર દીલડુ થોભે છે. સખી૦
મનહરણુ ભવરણુ મહીં નાહક ગોથાં ખાય
ભક્તિ લાગે ભાવથી સખી ચરે તો ચીંતા જાય એ સત્ય વાણી છે.
બ્હેન સાચી આ સેવાય મેં મને માની છે
સખી કાલે થાય કરાર લે સત્ય જાણી તે. સખી૦
શી સંસારીક મોહની લબાડ જીવ લલચાય !
પણ વશવારી રાખવું મન ત્યારે સુખ સદાય મોક્ષે મળશે રે
આજ આનંદ ઉર ભરાય ફૂળ વૃત ફળશેરે
બ્હેન તનના તાપ કપાય વાંચ્છિત મળશેરે સખી૦

---

## બાર માસ.

### ગરબો.

( રાગ—રંગમાં રંગતાથી—એનો મળતો )

સખી કોડીલો કાર્તીક માસ, કષ્ટ નિવારતો,
સખી કરો પૂરણુ ઉર આશ, રંગ રમાડતો,

સખી ખિલ્યાં પુલ્લો ચોપાસ સુંદરી શોભતાં.
સખી રે'વું ગમે ના ઉદાસ, વ્હેમ વિદારનાં. ૧
સખી માગશરનો મહિમાય, સૌને શોભે છે,
સખી નિર્મળ નિર નવાણ જ્યાં ત્યાં શોભે છે;
સખી પીયુ જતા પરદેશ તે પણ થોભે છે,
સખી એ સમયે સર્વસ્થ ટાઢ તણો ભય છે, ૨
સખી આવ્યો કુટિલ આ પોષ, રોગ ઉથાપે છે,
સખી સંક્રાન્તિનો ઘોષ, ચોદીશ જામે છે;
સખી શિતથી શિતળ અંગ સે'જ નહિ છુટે;
સખી લાંબી લાંબી એ રાત, એથી નહી ખુટે. ૩
સખી મહા મહિનાનો મોમ, જગત પીછાણે છે,
સખી શિવરાત્રીનું જોમ વિશ્વ વખાણે છે;
સખી પડતો જમીન ઝબોળ ઠાર દિસે જરા
સખી પકવે સર્વ કઠોળ કોઠારો ભરતો. ૪
સખી પુલ્યો ફાગણ માસ, ફળે પુલ ફાલતાં,
સખી દંપતી ખેલે ફાગ, રંગ ઉડાડતા;
સખી કરતી મદન વિહાર, માનુની મન ગમતાં
સખી વ્હાલા નંદ કુમાર, મમ સંગે રમતા. ૫
સખી ચતુર ચૈત્ર માસ, ચિત્ત મહારૂ ચોરે;
સખી છે એ વસંત અવાસ, કાળજડુ કોરે;
સખી સુગંધમાં ન ક્યાસ આપે ઉંછરંગે,
સખી ગોપી રમતા રાસ, નંદ કુંવર સંગે. ૬
સખી આવ્યો આ વૈશાખ તાપ માથે રે.
સખી કરતો બાળી ખાખ બહુ સંતાપે રે;

સખી અક્ષય ત્રીજને રોજ સાગર જળ ચઢતું.
સખી ઉકળાટે આ દિલ, જઈ જળમાં પડતું. ૭
સખી જગ જીતનારો જેઠ, જળ વૃષ્ટિ લાવે,
સખી વિસરેસા જન વેઠ ભાવિકને ભાવે;
સખી આવ્યું ચોમાસુ ખાસ, એ દરશાવે છે,
સખી કરીએ વ્રત અપવાસ સૌખ્ય અપાવે છે. ૮
સખી જાણુ અષાડે મેઘ, ઝરમર વરસંતો,
સખી વિજળીનો ચમકાર દશ દિશ પ્રસરતો;
સખી ઘેરાઈ ઘમઘોર, વાદળ ચડી આવે,
સખી મુકે ન મેહુલો તોર, જગ, જનને ભાવે. ૯
સખી શ્રાવણુ શું શોભાય શાજ શમાજેરે;
સખી પુનમેં પરમાનંદ આપી ગાજેરે;
સખી આઠમે ગોકુળ નાથ જગને છાજેરે;
સખી મેહુલો મુશળ ધાર, સઘળે ગાજેરે. ૧૦
સખી ભાદરવો ભલી ભાત ખીલ્યો બહુ રંગે,
સખી વૃક્ષ પુલોની જાત ઓપે નવરંગે;
સખી ક્ષેત્રો લીલાં છંમ દરશન દેતાં જ્યાં.
સખી શોભે સરોવરને સરિતા વ્હેતી ત્યાં. ૧૧
સખી આશ્વિન તો આનંદ, દે ભવ સાગરને,
સખી દીપકનો શણુગાર, શોભે ઘર ઘરને;
સખી દશ દીન શહુ નરનાર ગરબા ગાએ રે,
સખી એ વ્રત નવરાત્રી તણું વખણાએ રે. ૧૨
સખી કૌશલ્યા કુમાર, જાણો વન વસે રે,
સખી રણુ રોળ્યો લંકેશ દશરાને દીવસે;

સખી માણેકઠારી માન, મહીનું રાખને,
સખી સરદ ૠતુ! બહાર એ ખુલવે ખંતે૦ ૧૩
સખી કરે સુધારસ પાન, કામીની રસીયાનો.
સખી પ્રેમદા પાલવ ન મુકે મન વસીયાનો.
સખી જો આ દશમાસ, મારા રે દિલ ઠર્યા.
સખી વહાલાના ગુણ ગાન ગાઇ ઝીલીવી તર્યા. ૧૪
સખી જય જય વિજયાનંદ, સૌ મુખ ઉચરીએ,
સખી થાય અધિક આનંદ, ભવસિન્ધુ તરીએ;
સખી ઉચરે હર્ષથી અંગ, સૌ ઘેર જઇ ઠરીએ,
સખી રમીએસ્વામી શંગ કોડ ક્રીડા કરીએ. ૧૫

---

## અંતિમ અભ્યર્થના,

### "અલબેલીરે અંબેમાત." એ લય

છો મંગળકર જગ માત, જય જય જય અંબા ?
દેજો અમને સુખ સાત, જય જય સુખદંબા.
અંતિમ અરજી માત સ્વીકારો ગરબે ગાવા આજરે,
અરજી સહુ પ્રેમે સુણીતો, આ સુણી ટાળો દાઝ. જય.
કરણી ભરણીના જોશો માતા, બીરદ ભણી ભાળોનેરે,
આલો આલો આલો અમને સ્વતંત્ર સુખ આલોને જય.
સ્વતંત્ર સુખ સ્વામિત્વ ન આપે, જો હોઇએ મન કાચારે.
તો તું થા ભારત મહારાણી મહારાણા શિવ સાચા, જય.
નન્દન વન તું ખેતી વાડી સ્વર્ગ સમો કર દેશરે,
પૈસા પરિવારે કર પહોળા, દે સુખ સંપ હંમેશ જય.

બ્રાહ્મણ વેદ ભણે મા ભાવે, વૈશ્ય પુરાણો વાંચેરે,
શુદ્ર કરે સેવા સૌ જનની, કદી કીર્તન મન રાચે  જય.
ભારત તે તુજ મંદિર જેવું, પાવન તમ મા કરજોરે;
નીતિ પ્રીતિ ભક્તિ સંસારે, નર નારીમાં ભરજો.  જય.
છેવટે ક્લેશ કંકાસને ટાળો, સંકટ સર્વે પ્રજાળોરે.
માણેક સઘળાં સંકટ બાળો અનીતી આભ ઉછાળો.  જય.

## માંકણની ગરબી.

માંકણ કઇડે છે, માંકણે માંડયો ઉતપાત માંકણ કઇડે છે;
હવે કોને કહીયે વાત માંકણ કઇડે છે.
હવે કાંઇ જઇ રહીયે રાત, માંકણ કઇડે છે.  ટેક.
માંકણ ચાંચણ જુ જતીને, માર્યાનું બહુ પાપરે;
અડધી રાતે ભગવંત સમર્યા, માંકણને પ્રતાપ.  માં૦
નવી વહુને માંકણ કઇડયા, કઇડયા સારી રાતરે;
ખાટલે પાસા ધશી ધશીને, બઇડે પાડી ભાત,  માં૦
મીયાં ભાઇને માંકણ કઇડયા ચટક ચડી રીસરે;
ખાટલો ખંખેરવા કહાડયો; ભાગી નાંખી ઈસ.  માં૦
માંકણ મુવા મસ્તીખોરા, આવે લારે લારરે;
દીવાનું દીવેલજ ખુટયું તોય ન આવ્યો પાર.  માં૦
એકને મુકી બીજો ઝાલ્યો, ત્રીજો નાસી ગયોરે;
ઉતાવળથી ઝાલવા ગઈ તો દીવો રાણો થયો.  માં૦
આખી રાત વીણી મુવા પણ; તોય ન ઓછા થાયરે,
કાંઇ ખાટલાના પઇયામાંને કઈ ભીતોમાં જાય.  માં૦
વીણ્યા વિના વધી જાય, પછી ન આવે પારરે,
એક જો છતે જીવતો હોય તો તેનો ચાલે વિસ્તાર.  માં૦

ખાટલા ખંખેરીને ગોદડાં દરરોજ નાંખોરે.
ભીંતે જો માંકણુ જતા હોય તો, તે નજરમાં રાખો. માં૦

---

સારૂં સારૂં સુરત શહેર મુંબાઇ અલબેલી;
માંહી બાલાજીની મહેર, મુંબાઈ અલબેલી. ટેક.

સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે;
ચાકર મેહેતા નજરે ચાલે, વાણીઆની બૈયર રાણી. મું ૧

મુંબાઇ રાણી સહુ ઠકરાણી, ભરે બેડે ન પાણીરે;
કાવડિયા તો પાણી આણે, પીયે પાણી શેઠાણી. મું ૨

મુંબઇમાં તો કલ્લાં સાંકળાં, કાંબીઓનો નહિ પારરેઃ
મુંબઇ શહેરના શહુકારોને દેવાળાની શી વાર. મું ૩

સુરતની તો સાડીઓને ઉપર કસબી કોરરે;
મુંબઇ શહેરમાં કાપડીઆઓને, કોઇ માં દેશો ખોડ, મું ૪

મુંબઈ શેહેરમાં ઘણી ગાડીઓ વાડીઓનો નહી પાર,
સાંજ સમયે સઉ ફરવા નીકળે, વાડી લાડી લઇ બહાર મું. ૫

મુંબઇની મારકીટમાં, સુખડીયો વેચાયરે;
તેથી દીવનો હલવો સારો સઉ લેવા મન ચહાય. મું ૬

મુંબઇમાં તો સર્વે સુખ પણ ત્રણ પાંતીનું દુઃખ,
ભાડુ મોંઘું બળતણ મોંઘું બંદર જવું મુખ્ય. મું ૭

મુંબઇમાં પાનબીડામાં સોપારીનો કટકોરે;
સાઠ વરસની ઘરડી ગાય, તોય ન મુંકે લટકો; મું ૮

અમદાવાદી હરમજાદી ખંભાતી ગોઝારીરે;
વડોદરની વાંકી નારી, સુતરની બલીહારી રે. મું ૯

## વડોદરાનો ગરબો.

ધન ધનરે વડોદરૂ રૂપે રંગીલું. ટેક.
રૂપે રંગે છેલ છબીલું અલબેલું અપારરે,
વડોદરાનું વર્ણન કરતાં સુણજો નરને નાર. રૂપે. ૧
બહારપરાની વસ્તી ભારે શોભાનો નહી પારરે,
વીનવતામાં વરસજ વીતે પરાં ભર બજાર. રૂપે. ૨
આકુતર અડાણિયું ને કાળુપુરમાં ગૌખાંનુંરે,
ફોગટીયા સઉ ફતે'પરામાં દેવાળીયાનું ઠેકાણું. રૂપે. ૩
સરશીયાની પાળજ ઉપર જેઠીનો અખાડોરે,
અષ્ટભુજા અલબેલી ઉભાં પાછળ ગોસાઈવાડો. રૂપે, ૪
સરસનાથ છે સામી પોળે વાયડા વાડી ત્યાંયરે,
અજબ તળાવની પાળે થઇને ચાલ્યા અધડમાં જાય. ૫
લાલ દરવાજે બંબાખાનું વાંદરીયો બુરજરે,
મીયાં મહમદની વાડી જાણે ઝબકી રહ્યો સુરજ. ૬
હાથીયા ખાણુને દરવાજે કાંઈ હઠીલો હનુમાનરે,
રામતળાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન. ૭
ઘોઇયાને દરવાજે થઇને સીંધાવાએ જવાયરે,
અજારામના દરવાજા સામી ચોખંડી કહેવાય. ૮
મઠદા બારીએ થઇને ચાલ્યા ફરવા કાજરે
લકડપીઠું મદન ઝાંપો, ગોશાઈજી મહારાજ. ૯
શીધનાથનાં દરશન કીધાં આવી ઉંચી પોળરે,
ચોરને બેઠા ગરદન મારે ભેમાના ભાગોળ. ૧૦
બડું પરૂં છે બાલાજીનું ડાંડીયું બજારરે,
સકર કુઇને ઝાંપો લાલ નામ સરદાર. ૧૧

આનંદપરામાં આવીયાંને રાઉપરાને ઝાંપેરે;
દાન દક્ષણા રૂડી થાએ ગણુપતરાવ ત્યાં આપે. ૧૨
ઉણુી બજારની શોભા સારી આવી ખારી વાવરે;
સત્ય રૂપ છે રંગે રૂડું સુરસાગર તળાવ. ૧૩
વડી વાડી ધીને કાંટે નાગ વાડો વીખ્યાતરે;
આદીતવારે દરશન કીજે બેઠી બહુચર માત. ૧૪
ઉભે ચોકે લીમડી બજારે રૂડી શોભા થાયરે;
મૃદંગ વાગે નારી નાચે ઝીણે કંઠે ગાય. ૧૫
નીજામપરૂં ભુતડીને ઝાંપે રોકડીઆ હનુમાનરે;
સુરસાગર ગૌઘાટને દરવાજે ત્રણુજ છે કમાન. ૧૬
શેહેરની જ્યારે રચના દીઠી શોભાનો નહી પારરે;
હાથી ઘોડા પાલખીઓને વાંકડીયા અસ્વાર. ૧૭
ચારે દીશાના ચારે ચૌટાં વચ્ચે માંડવી ચોકરે;
ઉંચા મહેલ મેડીને અટારી છજા જરૂખા છે ગોખ. ૧૮
માંડવી છે કમાન ચોકસ ચતુર કરે વેપારરે;
કાછીઆ દુકાનો માંડે ઉભી હાથી લાર. ૧૯
ચાપટ જવા ચારે રસ્તા સરખી ઓરરે;
પાણીને દરવાજે બેઠા વાઘ કરે કલોલ. ૨૦
રાજે તળાવની સુંદર શોભા જોતામાં મન મોહેરે;
નારી સઉ જળ ભરવા જાએ નઉતમ રચના હોય. ૨૧
રામપારે દરવાજો કહીએ ઘોળ્યું છે સનમુખરે;
પરમેશ્વરનાં દરશન કરતાં જાય જનમનાં દુઃખ. ૨૨
લેહેરીપરાની લેહેર સઉ શોભા છે ભરપુરરે;
સુરસાગર રત્નાગર જેવું વાગે બહુ રણુતુર. ૨૩

ચોથો દરવાજે ચાંપાનેરી શરસીયાની વાટરે;
બીસ્તારીને વર્ણન કીધું ચોકપોળોને હાટે. ૨૪
નગર નીરખ્યું મન હરખ્યું પ્રભુ થાય પ્રસન્નરે;
નરસીંહજીની પોળમાં નરહરીનાં દરશન. ૨૫
રાજ રાજે રણછોડજીને મહાલક્ષ્મી મુજ માતરે;
ગોરધનનાથ બળદેવજી ચાલો પુંડરીનાથ. ૨૬
બલબતખાનું જનાનખાનું દીવાનખાનું પાસરે;
ધરમતણી તો ધ્વજા ફરે છે ઉંચો મેહેલ અવાસ. ૨૭
ઘણી કારીગરી કચેરીમાં જાત જાતના રંગરે;
નૌતમ નારી નાચ ફરે છે કોમળ તેનાં અંગ. ૨૮
તરેહવારનું ટકોરખાનું ગોવીંદરાવનો મેહેલરે;
ગાયકવાડના રાજ આગળ શોભા સઘળી સેહેલ. ૨૯
દાદાસાહેબને નાનાસાહેબ આપાસાહેબ મહારાજરે;
ગણપતરાવ ઘણું જીવજોને અખંડ રહો આ રાજ. ૩૦
લાડ મોહ શીગોડ નાગર દશા વીશા વણીકરે;
સોની સાળવી સુતાર છીપા, દરજી ઠીકાઠીક. ૩૧
પુના સતારા મુંબઇ જોયું, પૂર્વ પશ્ચિમ દેશરે;
ઉત્તરમાં ઉદેપુર જોયું પૃથ્વીના નરેશ. ૩૨
બુદીકોટા દીઠું દીલ્લી, ને ગઢ ગીરનારરે;
સુરતને અમદાવાદ જોયું કઠણ કિલો ધાર. ૩૩
બલીહારી હુ વડોદરાને ધનધન નરરનેનારરે;
વીરક્ષેત્ર જેને જોયું નહી, તેનો એળે ગયો અવતાર. ૪૪
વાંઝી નારી વડોદરાની, મહારાજાને રાંકરે,
મૃગ્યાનેણીને વરણાગીથી, વળીઓ આડો આંક. ૩૫

શાહુકારોની દુકાનો ભારે, ધરમ તણો અવતારરે;
ખુશાલચંદ શામળ બેહેચર, લલુભાઇ શાહુકાર. ૩૬
રતનજી કાનદાસ કહીએ બાંધી પુનની પાળરે;
હરિ ભક્તીનો મહીમા મોટો, બીજા ભાઉ મેરાલ. ૩૭
રંગીલો જે ગરબો ગાસે, રંગીલી નર નારરે;
રંગીલા તો લાં'ણીઓ લાવે. રંગ ભેર સોભા થાય. ૩૮
સંવત ઓગણીશ પાંચમાં ને શતરસે સીતેરરે;
નવરાત્રીમાં વર્ણન કીધું, વડોદરૂં જે શહેર. ૩૯
રૂપે શહુ કવિને કરૂ વીનતી, કોઇમાં દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, રે'વાને રણછોડ. ૪૦
ભગવત વાણી સાચી જાની, મનમાં આણી વાલરે;
વડોદરાનો ગરબો ગાતાં, સહુજન સુખીયા થાય. ૪૧
મીજબાની મનગમતી કરવા, જાય શોખી જનરે;
મસ્તુબાગનો બંગલો જાણે ઇંદ્રનું ઇંદ્રાશન. ૪૨

---

## (રાગ પુનમચંદની.)

જય જય આદ્યા શક્તિ અંબીકા મુજ માવડીરે,
નિત નિત અઘ હમણા તે સ્પર્શકરણુ તુજ પાદ;
નમીને આર્ય મહીલા માગે આ ઘડીરે.

## સાખી.

સત્ય બુદ્ધિ શુભ નમનતા, શીયળ વળી સુખ થાય,
પ્રાણ ગયે નવ આપશો, અનિષ્ટ શિષ્ટાચાર.
નિત નિત પતિવ્રત સેવા સદગુણીયલની સાથ—

**સાખી.**

ભારત ભૂમી છે આર્યની નહી વરની માત,
સગપણુ સાચું આર્યનું પડી પટોળે ભાત;
નેક ટેક રાખત આદ્ય શક્તિ પરમ તુ માત—

**સાખી.**

એક પતિ અમે માનીએ, અવર નહીં કામ,
ગૂણિકા ગૃહ નહી રહી શકે, આર્ય મહીલા ધામ.
માટે સતબુદ્ધિ દે, પતિવ્રત વ્રતની સાથ—

**સાખી.**

અધિક વળી અમે યાચીએ આદ્ય શક્તિ મુજ પાસ,
તનમન ધન બળથી વળી સ્વદેશ શેવા કાજ.
કહે દાસ 'હરિ' મા નિત નિત નમી તુજ પાસ—

**હિંદના પ્રાચીન પુર્વ સંપનું દિગ્દર્શન.**

( બોલો બોલો )

ધારો માત ધારો, ઉર રંગ, અરજ......ધારો......ધારો.
દિન વિનતી અમારી—
આપો માત આપો વરમાતુ માત આપો, આપો, આપો,
ઇચ્છિત ફળ ધારી—

**સાખી.**

ભીમ અરજુન ભગીરથી સમ, હતા વીર ભૂ માય,
ભીષ્મ પિતામહ સમ નહી, કોઈ ટેકી જગમાંય—

**સાખી.**

રામ રાજ્ય શાસન સમું, થયું નથી થાનાર,
ઉક્ત વખત તો વહી ગયો, થશે માત કે વાર ?—

### સાખી.

કાચુ સોનું હીંદ આ હતો માત દીન એક;
વેપારે ઉજવર હતો, નથી તેથી કંઈ છેહ—

### સાખી.

આર્ય મહિલા વિનવે, ધરો અરજી ઉર,
કહે હરી ચરણે ચુમી આપો ગયુ જે નુર.

---

## હિંદના આધુનિક સમયનું દિગ્દર્શન

( ઝીણા ઝીણા વરસે— )

પુરાં કરો ઇચ્છિત કામ, દીન બાળા જાણી,
યાચે આર્ય મહીલા માત, દીન બંધુ રાણી.
આજકાલ દીસે નકલ નકલ ને તેમાં અકલ નહીં ફેરરે;
પરદેશી માલ ઘરમાં ઘુસાડી કરી બધી આભડછેટ—
ગજીઆણી તો મનને ન રૂચે. રોલ સુંદર મન લાગે,
ઇસ્તમ્બોલ વળી તો પીટ માટે, છીટ છીટ આ સઉ ભાસે—
સાડી મારે પાજમી જોઇએ ગ્લેઝ મળે તો સારૂંરે,
કટે તો કેર વરતાવ્યો, હિંદી પ્રજા વણુસાડી—
સુંદર હસ્તિ દંતનો ચુડો, હિંદ બાળા સઉભાવ્યરે,
તે તો હવે ગમતો નથી પણ, બંગડી પર મન જાય—
બંડી બદનમાં મુકી દીવા હવે ખવીસ ખાવા ધાયરે,
ગળે ફાંશો કની જોરથી તાણે રામ રામી ત્યાં જાય—
દેશી જોડા ગમતા નથી મા, સ્લીપર્સ હોલ બુટ ભાવેરે,
બોધ છોડની કડાકુટમાં, ઘર આખું અભડાવેરે—
વસ્ત્રાદિકથી પતતુ નથી કંઇ, એથી અધિક પણ ભાસે,

હાથમાં સ્ટીક લઇ ચસ્મા ચઢાવી ચટપટ ચટપટ ચાલે—
ધાતુ પાત્ર વળી ઘરમાં ન ભાસે કાચ લોહને માટીરે,
કટકો થઈ કદી પગમાં લાગે, કાશળ નાખે કાઢી—
ફેસનની શીસીયારી થઈ મા હીંદ બાળ ફસાઇરે
ફોકટ ફાંફાં તેમાં મારે પણ, નથી સમઝતા કાંઈ
દાસ હરિમા તમને યાચે તેજ બળ બુદ્ધિ આપોરે,
અંધ ચક્ષુઓ ખોલી અમારાં, ખરી વસ્તુ દેખાડોરે.

---

## વિદેશી માલમાં માલુમ પડતા અનિષ્ટ પદાર્થ.

( મહોલે પધારો મહારાજ )

સુમતિ આપો અમ માત, અરજ ઉર આજ સ્વીકારી;
ભ્રષ્ટ થયાં તમ બાળ, લોને માતુ અત્ર ઉગારી.

**સાખી.**

લોહ માટીનાં પાત્ર જે, ઠામ ઠામ દેખાય;
ચળકાટ સફેતઈ લાવવા, માંસાદી વપરાય—
વસ્ત્રાદીકમાં તેમ છે, જે દીસે ચળકાટ;
લાવે ઈંડાંથી વળી, કરવા ભ્રષ્ટાચાર—
પરદેશી જે ખાંડ છે, પાપ તણો અંબાર;
હસ્તિ માંસ રૂધિરથી, તે વળી કંઈક ધોવાય—
વદતાં આવાં વેણમાં, દીલ ઘણું કંપાય;
પાપ ઉચ્ચારણ સ્પર્શમાં ભુક્ત થકી શું થાય.
હિંદ બાળ ગૌ રક્ષકો, આદી અનાદી ગવાય;
પાપ આવું પોતે સહે, દાસ "હરિ" ધોવાય—
આવી બીજી વસ્તુ ઘણી, અતિ વરણે શું થાય;
તેજીને એક સાટકો, ડફણાં ગદ્ધા માટ—

# વિદેશીના સ્વદેશી વસ્તુ તુલના.

( પડવેની પણ પ્રીત )

માતુ ધરજો અમારી ઉરવાત, શું અમે કહીએરે;
પેટ ફાટયું ત્યાં કહો કેમ, માત પાટો દઇએરે.
જો કે મશરૂ ને કીનખાબ, અહિયાં પાકેરે;
પણ ગ્લેઝરોલ ઉપર વાત, આ નવ ચાખેરે;

## સાખી.

મશરૂને કીનખાબ, છે, ગજીઆણી સમ છાટ;
રોલ બહુ રોવડાવશે, ગ્લેઝ છે ગ્લાની માટ—
કરો કડવી વાત સામી લાવોરે:
વળી તેમાં અનિષ્ટ પદાર્થ, કેમ અરે ભારેરે—

## સાખી.

ઇસ્તમ્બોલ જુઠો વળી નહી કંઇ પઇની ધાલ;
દેશે પૈશા એક જો હશે તોઇપીટ વાલ—
તુલના જીનખાદી સાથ, તેમાં શું સારૂંરે
જીન છે નહી કદી ભલીભાત, કેવું અમારૂંરે—

## સાખી.

પત્રો ધાતુનાં વળી જુઓ ધરી વિવેક;
લોહ કાચ માટી તણાં, દેશે અંતે છેહ.
સુજ્ઞો પ્રતિ એ વાત કહેવી બસ છેરે;
કહો દાસ "હાર" તમ માત, આ બધી ખસ છેરે—

---

## પ્રસ્તુત કાળમાં હિંદમાંથી વેપાર અર્થે થતું ધન હરણ.

( અજબ બના )

અરજ માતુ આજ સ્વીકારો, હૃદય બળી બળી જાયરે;
હિંદ થયું મા ગરીબ બિચારૂ, ભુખે મરી સૌ જાયરે.
રંક બની મા પ્રજા તમારી, ધંધા વિના શું ધાયરે;
લાખો કરોડા રૂપીઆ અત્રેથી, વીદેશી વહી જાયરે—
આંખો મીચી મા કામજ કીધું, જોયું ન પાછું વાળીરે;
હાથે કર્યાં મા હૈયે વાગ્યાં, ન જોયું આંખ ઉઘાડીરે—
ફેશનમાં જો ફસાયા નો'ત ન આવી દશા નવ આવતરે;
આ સારૂ ને આ ખોટું તે, મન થકી નવ ભાવતરે—
રંક બન્યાને ભભકે વધ્યો, દાસત્વ ઠીક ન લાગેરે;
માસ્તર થઇ શું દેશી થઇએ, હીણુ તે અમને આવેરે—
ફેશનના ફાંસામાં ફસાયા, ફોકટ ફાંફાં મારેરે;
પાઇ તો ભાઇ કમાયે નહી પણ, બાઇસીકલ તો રાખેરે—
માલ વિદેશીનાં મોહ અંધારા, આંખ થકી નવ સુજેરે;
ગોલ્ડન કેસના ચસ્મા પહેરી, મોહ પેટીમાં ધુસેરે;
બમણું પહેરી થાય આંધળા, શું જાણે એમાં સારૂંરે;
ધરડા તમારાનું કદી અચકયું'તું, રસ્તા વચ્ચે ગાડુંરે ?—
શીદ ભીખ માગો પૈસો આપી, મનથી કંઈ કહું સમજોરે;
દાસ હરી કહે બંધુ મારા, સ્વદેશીને નમજોરે—

## હિંદુસ્થાનની સ્થિતિ.

રંક બની આજ માત અમ ભારતિરે લોલ,
મન થકી અતિ અધર્મ તે વિચારતીરે લોલ;

ફેશને ફસાયાં મુજ હિંદ બાળકોરે લોલ,
કરૂં કે ઉપાય થાય તેતો જાગતારે લોલ.

**સાખી.**

માતુ મન વિચારતાં ઉંડાં મુકી નિશ્વાસ;
કરૂં જાગ્રત તુજ બાળકો, આપ્ય ઉદયની આશ.

*　　*　　*　　*

**સાખી.**

એવી સ્થિતિ દિસે ઘણી, બાળ ભારતીમાંય;
પરદેશી વસ્તુ વિના, ચાલે નહિ ત્યાંય કાંય;
કરી આજ ઈશ્વિરે, ધારણારે લોલ,
ધર્મબંધ ધારવામાં ધારી ધરણરે લોલ;
યાચે દાસ હરિ માત બુદ્ધિ આપજોરે લોલ,
કષ્ટ આર્ય પુત્રના દયાળી કાપજોરે લોલ.

---

## હિંદમાંથી તણાતા પૈસાનો અટકાવ કરવા માટે.

રઘુપતિ રામ રૂદેમાં

આપો બુદ્ધિ માત ભારતિ અમનેરે, વીનવે બાળા નમી નમી તમને
રંક પ્રજા તમારી પીડાયેરે, કેમ દીલે દયા નવ થારે;
ધંધા ધારી વિના શું ખાયે.
વ્યર્થ ભભકો અહિ તહિં મારેરે, હાંલ્લાં કુસ્તી કરે ઘર માંહેરે;
તોય સીધો રસ્તો નવ ઝાલે.
માલ પરદેશી બહુ ઉડયોરે, તેતો ઘર ઘર જઇને ધુણ્યોરે;
પઇસે પઇસો ભુમિનો લુંટયો.
લાખે લેખાં ન ગણુતાં ગણાયેરે, પ્રતિ વર્ષ અહિંથી જાયેરે;

અમ કર્મે આ લક્ષ્મી રીસાયે,
રામ રાજ્ય જેવું રાજ આ છેરે, યોગ્ય શાસન સર્વત્ર આપેરે;
યત્ન કરતાં કોઇ નવ વારે,
તમ બાળ નાંખો ભુખે મારીરે, બીજાંને દોછો ખુબ ખવાડીરે;
કરશો શું થાશે અજિરણુ ભારી.
માટે શીખ હરિને સારીરે, જુઓ નરને નાર વિચારીરે;
નહી માનો તો થાશે ખુવારી.

---

## સ્વભુમી ભક્તિ.

ધન અંબા મા વશીયા.

ધન ભારત માત ભડ ભુમિ રસાળાં આપ દિસો છો;
ગુણ ગાય આ બાળ, ધન સુખ સંપતિ સર્વ સદા અરપો છો.
રમ્ય લીલા તરૂ ચારૂ ભુમિ, રહી છે ઉપવનથી પુર્ણ ધુની;
વંદે બાળો આ ચરણ ચુમી.
ફળ ફુલ અનાદી અતિ પાકે, જેથી નીજ બાળ સુખી રાખે;
શું ગુણ ભુલીએ અમ ભવ આખે!
યદ્ય રંક પ્રજા તમ સારી અતિ તો પણ સુખ માણે અલ્પ મતિ;
તે માત તમારી અગાધ કૃતિ.
કાળ ક્રમણ કરતા ભારે, દીન પ્રતી વર્ષે વારે વારે;
પણ ફળદ્રુપ તું કદી નવ હારે.
ગુણીયલના ગુણ અતિ ગાયે, તે ગુણીયલને ન રૂચિ લાવે;
(કારણ) પ્રશંસા કદી જે નવ ચાહે.
મા અમાપ ઉપકારો તારા, અમપર વરસે સુશાળધારા.
ફરી બદલો અમ બાળા.

કરે શુમી તણી ભક્ત ભાવે, તે જન્મ સફળ સુપુત કહાવે;
શુમી ભક્તિ થકી કીર્તિ પામે.
ધન ધન તેને "હરિ" દાસ વદે ધન ધન જન્મ્યા તે જનની કુખે;
બીજો તો શબ પાશાણુ પખે.

---

## ગરબો.

જનોઇ દઇ રહ્યા પછી બડવા દોડાવે છે તે વેળાનું.
( કરીયે કૃષ્ણુ ઉપાસના ). એ ચાલે પણુ જરા ફેર;
દરશણુ દુર્લભર રૂપી રાજનું. ટેક.
કુમળ કુંપળ સમ કુમળું મુખ હસતુ જોઇને.
કુમળા અધરો દેખું બે લાલ;
ભ્રકુટી વાંકી ને વાંકી પાઘડી,
ગુલાલા રંગે તકતકતા ગાલ. દરશણુ.
ઉછંકુળતો મંદનારે જોરથી,
છાતિ નીકળતી રહેતી જેમ ઢાલ;
જોતાં મન હરખે છે માયરે.
કમન્ડળ કળમાં દીપતું શુભ લાલ. દરશણુ.
પહેરયું પીતામ્બર પીળુ કસબી કોરનું,
ગાંબડિયે બાંધ્યો ભગવો રૂમાલ;
ગાંસડી જેષ્ટીકા શું બંધન કરી,
અંગવસ્ત્ર અરૂણુ રંગી દુશાલા. દરશણુ.
કંઠે મુક્તાફળ માળામાં મણી ઝળકતું,
પ્હોંચે પ્હોંચી વીંટી આગળીયે રહાય;
વીંટીનું માણેક આજે એકલું,

પાછે મ્હોંડે લળી લળી જોય. દરશણ.
ઉપવીત અંગે કેસરીયા રંગી ઓપતું,
પોથી બાંધી બગલમાં જોઉં;
કહું જતન કરજે પુત્ર તું જાતનું,
મુજમન તુજ વિન કહાં જઇને પ્રોઉં. દરશણ.
એ રૂપે જાતે દેખું હું જનો દેખતાં,
ને કહેતો જેનુંને વાયે અતિહાળ;
મિઠડા લેત હરષ અશ્રુ ખરે,
વળતિ વંદુ હુ લેજો સંભાળ. દરશણ.
દલપત ચાલ્યો ભણવા જન જોઇ રહ્યાં,
જન મન્ડળ કહે ભણવા કહાં જાય;
બડવો બોલ્યો ભણવા ભણી આવશું,
રૂશેશ્વર થાવા થાવું થાય, દરશણ દુર્લ થયું રે રૂપીરાજનું

## ગરબો.

રઘુપતિ રામ રૂદેહમાં રહેજોરે—એ રાગ.

હરિ કહે સાંભળો મુજ તાતરે, તમો કહોછો શક ભરી વાત; હરિ. ટેક.
જહાં સુપતિ નવ પૂજાયરે, ત્યાં જળની વૃષ્ટી નવ થાયરે;
ત્યારે કરતા હશો શો ઉપાય. હરી કહે૦
આવાં વચન સાંભળ્યાં છે જ્યારેરે, નંદે ઉત્તર નવ દીધો ત્યારે;
વારે વારે તો મનમાં વીચારે. હરી કહે૦
કહે છે બાળક છો અતિ નાનારે, દેવકારજ શું જાણો કહાનારે;
ચુચકારીને કહ્યું રહો છાના. હરી કહે૦
જાઓ સદનમાં ગમે તો બાળરે; સુઇ રહો પલંગમાં ગોપાળરે;
હુ પણ આવું કહે છગનલાલ.

## ગરબો.

ચાંદલિયો ઉગ્યોરે સખી મારા ચોકમાં—એ રાગ

હરિ ઉઠયા મનમાં અતિ હરખાઇને, જઇને બેઠા વૃદ્ધ ગોપની પાસજો.
શાણા થઇને વાત તેને સમજાવવા, સ્વપ્નતણો થયો મુને આભાસતો.
અલૌકિક પુરૂષ મુજ નજરે પડયો, અતિ સુંદીરને ભુજ હતા ચારજો;
નેહ કરીને નજરે મેં નિહાળીયો, અંગે તેણે સજ્યાં શુભ શણગારજો.
તેણે મુજને વાત કહી વિવેકથી, ઇંદ્રપૂજા કરવાથી શું ફળ થાયજો;
હું એક દેવ બતાવું રૂડી રીતથી, ગિરી ગોવર્દ્ધન પ્રત્યક્ષ દેખાયજો.
ઇંદ્રિતણી સામગ્રી તેને અર્પતા, વ્રજ ઉપર રાજી ઘણેરો થાયજો;
મુખડે માગી લેશે તમ પાસથી, સર્વ દેખતાં પકવાન સર્વ ખાયજો.
પ્રગટ રૂપ દેખાડે સર્વ ગોગને, ચારે પદાર્થ કેરો દાતારજો;
અન્ન ધન કેરી તો શી ગણુતરી, મુખ માગ્યું ફળ આપે એને ઠારજો હ.
એવો દેવ રહે છે આપણા રાજમાં, વૃથા સુર્પતિ પુજો કરીને પ્રેમજો;
કોટિ ઇંદ્રને ક્ષણુમાં તે મારી શકે, ક્ષણુમાં કરવા સમર્થ કુશળખેમજો હ.
ગોવર્દ્ધન સમ દેવ બીજો કો નથી, તેની પુજા કરવા ચિત્તમાં ધરજોજો;
તે આગળ ઇંદ્રિનું કંઇ ચાલે નહિ, ઇંદ્રથી લેશ માત્ર નવ ડરજોજો. હ.
વાત સુણી ગોપ સકળ વિસ્મે થયા, આજ સુધી સુણ્યો નહિ કોઇ દેવજો.
આપણા દેખતાં ભોજન પોતે કરે, છગન કહે કરાવી તેની સેવજો હરિ.

---

## વળામણાં.

કે મને મારીને રથડા ખેડરે, બાળારાજારે.
કે મને યુદ્ધ તે સાથે તેડરે, બાળારાજારે.
કે મને યુદ્ધ જોયાના રસકોડરે, બાળારાજારે.
કે આપણે સરખા સરખી જોડરે, બાળારાજારે.

કે લાવ હું ધરૂં હથીયારરે, બાળારાજારે.
કે કરૂ કઉરવનો સંહારરે, બાળારાજારે.
કે છોડી યુદ્ધ વળો ઘેરરે, બાળારાજારે.
કે તમને આપું મારા બાપુનું રાજરે, બાળારાજારે.
કે નારી કેશ સમુળા કાઢેરે, બાળારાજારે.
કે રથ ઉપર દેહ પછાડેરે, બાળારાજારે.
કે રથ ખેડો તો કાઢુ મારા પ્રાણુરે, બાળારાજારે.
કે મારા વગડામાં રથડા રોક્યારે, બાળારાજારે.
કે મારા સસરા મેણું બોલયારે, બાળારાજારે.
કે વહુ આવતડી ભમરાથીરે, બાળારાજારે.

કે મેં તો નથી દીઠી પગની પાનીરે, ઓત્રારાણીરે.
કે તારૂ રૂપ દેખી જુદ્ધે ન ચડતરે, ઓત્રારાણીરે.
કે મેં તો નથી દીઠી નાકની ડાંડીરે, ઓત્રારાણીરે.
કે મામો કૃષ્ણનો જાણો વંશરે, ઓત્રારાણીરે.
કે મને પાટા બાંધી પરણાવ્યોરે, ઓત્રારાણીરે.

કે મને સથરથ સાસરી દેખાડરે, બાળારાજારે.
કે મને સાસરી જોયાનો કોડરે, બાળારાજારે.
કે મારા કાકણુ દોરા રસ છોડાવરે, બાળારાજારે.
કે મને સમરથ સસરો દેખાડરે, બાળારાજારે.
કે મને ઘુંઘટ તાણ્યા રસ કોડરે, બાળારાજારે.
કે મને દીયર દીવડો દેખાડરે, બાળારાજારે.
કે મને હોળી રમ્યાના રસ કોડરે, બાળારાજારે.
કે મને નાનીશી નણુદી દેખાડરે, બાળારાજારે.
કે મને ઢીંગલે રમ્યાના રસ કોડરે, બાળારાજારે.

કે મને પાય પડયાના રસ કોડ, બાળારાજારે.
કે મને જોડની જેઠાણી દેખાડરે, બાળારાજારે.
કે મને જોડે હીડયાના રસ કોડરે, બાળારાજારે.
કે વાહુલી દેરાણી દેખાડરે બાળારાજારે.
કે મને વાદ લીધાના રસ કોડરે, બાળારાજારે.
કે મારૂં માથું વાઢીને દડો ખેલરે, બાળારાજારે.
કે તારી કેડની કટાર મને આલરે, બાળારાજારે.
કે મારી જમણી કુખ ધરો સુરરે, બાળારાજારે.

કે તારી જમણી કુખ ના ધરેસરે, ઓત્રારાણીરે.
કે સુંદરી દેશે રામનું નામરે, ઓત્રારાણીરે.
કે સુંદરી રાખશે બાપનું નામરે, ઓત્રારાણીરે.
કે તેથી સરશે તમારૂં કામરે, ઓત્રારાણીરે.

કે તાર ઢાલડીના ઓગે મને રાખરે, બાળારાજારે.
કે તારાં આવતાં ઝીલીશ બાણુરે, બાળારાજારે.
કે ઝાલી ઝાલી ઘોડલીયાની વાગરે, બાળારાજારે.
કે મેલો મેલો ઘોડલીયાની વાગરે, ઓત્રારાણીરે.
કે મારા ચડયા શા બાપબંધ દેખેરે, ઓત્રારાણીરે.
કે મેતો ધાવતાં બાળ વછોડયાંરે, બાળારાજારે.
કે મને તેના પ્રાયશ્ચિત લાગ્યારે, બાળારાજારે.
કે મેતો ધાવતાં ધેન વછોડયાંરે, બાળારાજારે.
કે મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યારે, બાળારાજારે.
કે મેતો છાણે છાણું ભાગ્યુંરે, બાળારાજારે.
કે મને તેના પ્રાયશ્ચિત લાગ્યાંરે, બાળારાજારે.
કે મેતો દીવે દીવો કીધોરે, બાળારાજારે.

કે મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યાંરે, બાળારાજારે;
કે હું તો પથરે પાનીઓ ધોતીરે, બાળારાજારે;
કે મને તેનાં પ્રાશ્ચિત લાગ્યાંરે, બાળારાજારે;
કે મેતો વેતી નીકે દીધો પાગરે; બાળારાજારે;
કે મને તેનાં પ્રાશ્ચિત લાગ્યાંરે. બાળારાજારે.

## ગરબી.

તમે ઓરાને આવેરે, કહું એક વાતલડી;
તમે કહાં રમી આવ્યારે, રંગ ભરી રાતલડી. તમે. ૧
ચોરના સરખારે, બીહીતા બોલો છો;
તમે ઉંધે ઘેરાણારે, દરદે ડોલો છો. તમે. ૨
તમે હમણાં શું આવ્યારે, રજની રહી થોડી;
તમે કુબજાની સાથેરે, પ્રીતલડી જોડી. તમે. ૩
મહારી ઉપર આવ્યારે, મોહનલાલ મધુ ભરીઆ;
ભ્રમર રસના ભોગી, સુંદર હર શામળીઆ. તમે. ૪
તને બાલુડો કહીનેરે, સઉ સાદ કરે;
તારા એવાજ તોલરે, પર ઘેર પેટ ભરે. તમે. ૫
હમે નાના વહુવારૂરે, લાલા લાજ ભરયાં;
તમે કુબજાને મોહ્યારે, તેને ઘેર રાત રહ્યારે. તમે. ૬
હમે અચરત દીઠુંરે, હરી આવ્યા સેજલડીએ;
જન ભીખાના સ્વામીરે, બાજો મારી બેલડીએ. તમે. ૭

## ગરબી.

તમે આવો મારા વાલારે, કરીએ વાતલડી;
આજ કાંહાં જઇ રમીઆરે, રંગ ભેર રાતલડી. તમે. ૧

કાંઇ કાચુ બોલીનેરે, સુંદર સામળીયા;
તમે કોના કુંવરરે, તે હમને કહોની. તમે ૨
પાળેલા કહીનેરે, સઉ કોઇ સાદ કરે;
તેમાં શું તોલજરે, પર ઘેર પેટ ભરે. તમે ૩
અણુ દીઠે દીઠું રે, સુખ બહુ શેજ તણું;
પરીઆપતનો તુર, ગોરસ ઘેર ઘણું. તમે ૪
ફુલો માં ફોગટરે, જાણું જાતલડી;
રણછોડના સ્વામીરે, કરીએ વાતલડી. તમે ૫

## (ગરબી.)

તમને શું કહીએરે, કામણગારા છો;
ગોપીજન વલભરે, પ્રાણ હમારા છો. તમને ૧
પુછું છઉં તમનેરે, સાચું કહો હમને;
મારા સમ મોહનરે, નહી દુભુ તમને. તમને ૨
અધર બીબ રાતોરે, ચુંબન ચેરા છે;
તમે બોલોની તંતુરે, ટીલ પરલેટાં છે. તમને ૩
હઇડાપર હાજરરે, ખાંતે ખુટયા છે;
તમ જેવા જીવણુરે, કોહો કોણ ધુતા છે. તમને ૪
લડથડના ડોલોરે, ભુજમાં ભીડીને;
આપીને ચોડારે, બલમાં બીડીને. તમને ૫
મનગમતાં કીધાંરે, લજ્જા લોપીને;
રણછોડના સ્વામીરે, ધન તે ગોપીને. તમને ૬

## ગરબી.

પુછું છઉ તમનેરે, પ્રીતમ પાતળીઆ;
તમે કોહોની ઉપરરે, અઢળક જઈ ઢળીઆ. પુછું ૧

પુનવંતી નારીરે, પ્યારી પ્રેમ વડે;
તેની જાઉ બલીહારીરે, તમારે ચીત્ત ચડે. પુછું ૨
પુનવંતી પરગટરે, તેનું ભાએગ ભલ્યુ;
તેનું સુકરીત સાચુંરે, તમારૂં અંગ અડયું. પુછું ૩

હમે તેની પુંઠેરે, પાળો તો પળીએ;
તેનું મન મનાવવારે, વેલેરા વળીએ. પુછું ૪
હાં શાને આવોરે, ભોવન ભુલીને;
તેને માને માતારે, લજ્જા મેલીને. પુછું ૫

બેસંતાં બેઠાંરે, કોહો રસ કેમ મળે;
રણુછોડના સ્વામીરે, ભાએગ તાહાંરે બળે. પુછું ૬

## (ગરબી)

રહો રંગના રશીયારે, રસના રંગી છો;
મારા જનમનારે, સાચા સંગી છો. રહો.
તમે ભલે પધાર્યારે, ભાવે ભાવાછો;
તમે હમારે કાજેરે, અમ ઘેર આવોછો. રહો.

શું પાડજ માનુરે, લાડ લડાવો છો;
નયણુંમાં નીરમળરે, નેહ જણુાવો છો. રહો.
મને વ્યાકુળ કીધીરે, મીઠું બોલીને;
રસ રંગ રમાડોરે, અંતર ખોલીને. રહો.

હુંતો જનમ જનમનીરે, દાસ તમારી છઉં;
તારા વેણુ ઉપરરે, વાહાલા વારી છઉં. રહો.
આજ તે શું અચરતરે, આવ્યા સેજલડીએ;
રણુછોડના સ્વામીરે, અમરતને જડીએ. રહો.

## ( તુ તો કેહેની બેની મારીરે૦ )

રોકી ઉભા મારા પ્રાણુરે, રોકી ઉભા મારા પ્રાણુ;
પ્રભુજી મારા રસ્તે રોકો, શું જાણી આ વાર;
વાર થાય ઘણી મુજનેરે, જાવા દોને મોરારરે. રોકી.
વખત મારો વીતી જાય છે, માનો હૈયાના હાર;
ઘણું શું કહીયે પ્રભુ તમને, વિનંતી સુણો આ વારરે. રોકી.
જાવાનું છે ઘણું કઠણુજ માહરે, કહું છું હુ આ વાર;
માની લ્યોને વાતજ માહરી, પ્રભુ હૈયાના હારરે. રોકી.
સમજાવીને હુંજ કહું છું, પ્રીતમ પ્રાણુ આધાર;
અબળાને રસ્તે રોકોછો, જાણી શું આ વારરે. રોકી.
કાલે મળીશ પ્રીતમ પ્યારા, જાવદો મુને આવાર;
છોટાના પ્રભુ વિનતી સુણીને, માની લ્યો મોરાર રે. રોકી.

## ( રાગ ઉપરનો. )

પ્રાણુથી પ્યારી તું મારીરે, શું કહે છે મુને આવાર;
તુજને હું છોડુ નહીરે; જાવા દે નહી મોરાર;
પ્રાણુથી પ્યારી તુ છે મુજને મનમાં તું વિચારરે, શું કહે છે,
વેળા ન વિતે તાહરીરે, શું સમજાવે નાર;
હવે હું તને કેમ જાવા દઉ, હાથ આવેલી નારરે. શું કહે છે.
થોડા વખત અહી ગુજરીને, પછી જાવા થાવો તૈયાર;
પ્રીતી વધારીને, હેત બાંધોને હૈયે અપારરે. શું કહે છે.
હવેથી પધારો તમે જાવા, કરો નહી વાર;
કાલે પાછાં જરૂર મળજો, આવજો નારંગ. શું કહે છે.
જીુમનાજીના ઘાટપર, કાલે કરીશ વિશ્રામ;
છોટાનો પ્રભુ ત્યાં મળીશ, આવજો તે ધામરે. શું કહે છે.

# સખીને શીખામણ.

## ( રાગ પુનમ ચાંદની. )

ચાલો સહીયર સંગાથે રમીએ આપણેરે.
કરીએ નીશદીન સ્મર્ણ પતિનું પ્રભુ પ્રમાણમાંરે. ચાલો.
સાખી–સુખડી અતિ સુગંધી છે, આપે આનંદ અપાર;
તેમ મૃદુ સ્વરવડે, કરો પતિ દિલદાર.
એક વિણુ અન્ય કદી ન સંબોધીએરે,
સગા વહાલાની સાથે કદી નહિ ક્રોધીએરે. ચાલો.
સાખી–પતિ પત્નિ પત્નિ કરે પત્નિ તેને ગણે,
તે સ્રીને ધીક્કાર છે, કોઇને નહિ ભણે.
ખોટા વ્હેમો રાખી પતિને ન ભમાવીએરે,
સાસુ સસરાને તો દેવ સમાનજ જાણીએરે. ચાલો.
સાખી–જો તમે પતિ પતિ સ્મરો, પતિ તમને બહુ સ્મરે;
જો તમે પતિવ્રત ધરો, તો ગુણ તમારો તો સૌ હરે.
આવાં આચરણોવડે તમે મોક્ષ પામશોરે,
એવી શીખ સુતાને **ચમનની** સંભળાવજોરે. ચાલો.

---

## ગર્વ વિશે.

બેનીરે તમે ગર્વે ન છલકાશો, ફુલણજી થઈ નહી ફુલાશો. બે૦ ટેક.
ગર્વથી સર્વે જનો ગાઢા, ઉડયા ગર્વે બહુ આટ. બે૦ ૧
ગયાં રાજ ડુબી ઘણાં ગર્વે, સુતા મોતની સોડમાં સર્વે. બે૦ ૨
અભિમાની કંશ પડ્યો કેવો, ગયો મરી રાવણના જેવો. બે૦ ૩
દીધું દુખ દ્રૌપદીને જ્યારે, મુઓ દુષ્ટ દુર્યોધન ત્યારે. બે૦ ૪
ગરવ દીલ રાખે તે ઘેલી, કરો મન મોઠું હુંપદ મેલી. બે૦ ૫

કુતરૂં કોઈ ગાડા તળે ચાલે, બધો ભાર પોતાશિર ભાળે. એ૦ ૬
ભણી ગણી ગર્વ નહી મારે, પડયું પાણીમાં ભણતર ત્યારે. એ૦ ૭
હું છું ડાહી સૌ થકી રૂપાળી, બકે એવું હોય હુંપદ વાળી. એ૦ ૮
પૂરૂં હોય પોત ન પ્રકાશે, અધુરો ઘડો ઝટ છલકાશે. એ૦ ૯
બીજાને તુચ્છપણે બોલે, ઠરે તેહ તરણાને તોલે. એ૦ ૧૦

( સુંદરી સુબોધ ગીત સંગ્રહ )

## તકલાદી વીમા કંપનીઓ વિષે.

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે એ રાગ.

મહેનત વગર મેળવવા પૈસા ઘણા પ્રપંચીઆરે,
કાઢે કંપની લાલચ આપી લોક;
ચોડી ચોટા વચ્ચે મોટાં પાટીઆંરે,
પડાવશે પાછળથી પ્રજાવર્ગને પોક. મહેનત૦
વગર મુંડીએ મેળવે લાલચ આપી લાખ,
આરોગે એજંટ બહુ લે શું રૈયત રાખ ? !
આખી વસ્તીમાં અવળો વાયો છે વાયરોરે.
મેમ્બર થઇને નાંમ નોંધાવે થોકા થોક. મહેનત૦
ધારા શ્રી સરકારના લહે નહીં લવલેશ,
ડાયરેકટર પણ ડોળ છે માલીક મુર્ખ વિશેષ;
માટે કંપનીઓને પડખે કોઇ ચડશો નહીરે,
પડખે ચડશો તો એમાં સપડાશો ફોક મહેનત૦
વાઇન્ડપ કંપનીઓ થતાં અતર દુઃખ અપાર.
મેમ્બરને મળશે સહી વેંહેચણીમાં કંઈ સાર.
દસ કે પંદરનો પાછળથી ચાંલ્લો ચોંટશેરે,
એવા છળથી નવ છેતરાશો થઇ છ ચોક. મહેનત૦

"મોલે આવજો રામ રસીયા" એ રાગ.

શ્રી રણછોડરાયની બલીહારી, હરી શંખ ચક્ર કર ધારી. શ્રી.
દેશપતી કુળપતી પ્રાણપતી, સરવસ આપ મુરારી. શ્રી.
સતભામા રૂકમણી રાણી પ્રિય, સાચી ઓથ અમારી. શ્રી.
પીતુ માતા ત્રાતા સુખદાતા, જીવન દોરી પ્યારી. શ્રી.
દેવ દેવ ચહે સેવા સુર પણ, દુઃખહારી સુખકારી. શ્રી.
અનંત પ્રણમું પરમ પ્રેમથી, તનમન જીવન હારી. શ્રી.

---

"રઘુપતી રામ" એ રાગ.

વ્હાલા દેવ દ્વારકાં નાથ દયાળુરે,
ધરી ધ્યાન હૃદયમાં નિહાળું. વ્હાલા દેવ.

એક ગમ રતનાકર ગાજેરે, બીજી ગમ સતી ગૌમતી રાજરે;
ઉંચે મંદીર આપ બીરાજે. વહાલા દેવ દ્વારકાંનાથ.

જગ દેરૂ જગતમાં પંકાતુરે, મંદીરોની મધ્યે મલકાતુંરે;
મન ભાવીકનું ત્યાં તણાતું. વહાલા દેવ દ્વારકાંનાથ.

ઉંચે આશન ઉભા મોરારીરે, ઘનશ્યામ ચતુરભુજા ધારીરે;
કાનતી દશ દીશ દીવ્ય પ્રસારી. વ્હાલા દેવ દ્વારકાંનાથ.

એક ચરણમાં આવવા દેછેરે, સેવા સવા સરવની સહુ લીધ લેછેરે;
કૃપા વૃષ્ટી કર્યાંજ કરે છે. વ્હાલા દેવ દ્વાદકાંનાથ.

નખશીલ શણગાર સોહાવેરે, શીષ મુગટ ઝગે નંગો માંહ્યરે;
નીરખે નયન ધરાયે. વ્હાલા દેવ દ્વારકાંનાથ.

જેમ જેમ જોઇએ છબી ઝાઝીરે, તેમ તેમ દીસે મજા તાજીરે.
થયા જાય હૃદય રાજી રાજી. વ્હાલા દેવ દ્વારકાંનાથ.

અનુભવે એ અનુભવી જાણેરે, સુધા સિંધુ સ્રુતિઓ વખાણેરે.
અનુ હરીજન એ માણે. વ્હાલા દેવ દ્વારકાંનાથ,

---

"ઓરા આવને" એ રાગ.

દીઠા દ્વારકાંપતી અતી સોહમણા જો
મીઠામોહનના રૂપમાં નથી મણા જો દીઠા.
નખશીખ નવા શ્રેષ્ટ શણુગાર છે જો,
દીવ્ય દર્શનની ખરેખરી બહાર છે જો. દીઠા.
ચરણ કમળમાંહે નુપુર છે હીરે જડયાં જો.
પીતાબંરની કસબી કોરને અડયાં જો. દીઠા.
ત્યાંથી કંઠ લગી વિવિધ રત્ન હાર છે જો.
મધ્ય દુગદુબાયો તણી અણી બહારછે જો. દીઠા.
હીરાની હમેશ ઉપર ઓપતી જો,
ખભે અડી કનક છડી ખડી શોભતીજો. દીઠા.
શંખ ચક્ર ગદા પદ્મ ચારે હાથ છે જો,
કાન્તી હીરા મોતીની અગાધ છે જો. દીઠા.
જામો જરકશી કીનાર ઝીકદાર છે જો
પુષ્પ તુળશી માળા ભભકાદાર છે જો. દીઠા.
રૂડાં કુંડળની શોભા અતીશે બની જો
ઝુકી ગાલો પર ઝુલકી મણી તણી જો, દીઠા.
ભાલ વિશાળમાં કનક આડ ઝગમગે જો,
તીલક મધ્ય માંહે માણુકમય મસ ઝગે જો. દીઠા,
મોર મુગટ શીર પેચ કલંગી વળી જો,
માંહે નંગો અસંખ્ય રહ્યાં ઝળ હરી જો, દીઠા.

ચીબુક માંહે હીરો મોતી દીપે નાકમાં જો,
ઉંચું અત્તર ઘસમસે છે પોશાકમાં જો દીઠા.
ઘનશ્યામ વદન મન હરનાર છે જો,
અનંતનો વાસ તો પદ મોઝાર છે જો દીઠા.

---

રાજા રણછોડ દીઠા ખાસ રૂપેરે,
મોહ્યો મીઠા મોહનના સ્વરૂપે. ટેક.
પદ પંકજ જોડ રૂપાળીરે, નખ કાંતિ શશી સમ ભાળીરે;
પામે સ્થળ એ પુરાં ભાગ્યશાળી.
સનકાદીક ચાર કુમારોરે, ઉભા બે બે સુકુમારોરે;
પદ વાસ ગણે પ્યારો. રાજા.
પ્રાણુ ઊંડી નાભી ઉદર કૃશમાંહેરે, દીવ્ય દામ બંધન દીશે ત્યાંહ્યરે;
કટી સુત્ર ઢળકતું જણાય.
ભવ્ય વૃક્ષ શ્રીસ્થાન વિશાળરે, ધાર્યું ભગુ ચર્ણ ધરી વ્હાલરે;
મણી કૌસ્તુભ વેજતી માળ. રાજા.
ચારે બાજુનું બહુ દીપછેરે, શંખ ચક્ર બે ડાબે કરે છેરે;
ગદા પદ્મ બે જમણા ધરે છે. રાજા.
કહુ કંઠ કુંડળ બેઉ કાનેરે, શીર કીટી મુગટ ભીને વાનેરે;
મંદ સ્મિત નિતી આવજો ધ્યાને. રાજા.
નેત્ર પંકજ મનને હરે છેરે, કૃપા દ્રષ્ટીની વૃષ્ટી કરે છેરે;
અનુ નખ શીખ નીરખી વરે છે. રાજા.

---

## પીલુ બરૂઓ.

રાધાજીરે સ્નેહ સહીત ઝુલાવુ, આવે ઘનશ્યામ બતાવું.

રસીઓ ઝુલેરે આમ શીદ અચકાવું, એહેમાં તે શું શરમાવું

**ઝુલ.**

પ્રીતમ પ્રીય રીઝાવુરે, જઈ લાલને હું લલચાવુંરે;
કહો તો અહીંયાં લાવુંરે, જઈ બહાનારે હું કેંક અડાવું આવો.

---

કમળ નયનીરે આમ ન યોગ્ય રીસાવું, શાણીને હું શું મનાવું.
ખોલીને ભેદ જણાવુંરે એમાં શીદ મોં થયું આવું;
સમજીને ખુશી થાવુંરે ભુલ ભાગુરે છે નાહક પસ્તાવું આવો

---

વસ્તુ પદમ ઝરે પદમા મન ભાવતી પ્યારી શી વાત કહી નઠારી ?
શીદ માઠું ઉરમાં ધાર્યું શીદ ઊઠી માન ઉતાર્યુંરે.
હરિને પણ એ ભાવ્યું રે સુણ શાણીરે, શું શું વધુ સમજાવું. આવો.
ચાલો તહીરે હું નકી ચોખ કરાવું હરીને ભેદ જણાવું.
હરાશે એ જોઈ આવું, પડશે પછી શરમાવું.
તેથી પ્રથમજ અર્થ જણાવુંરે, નવ ખાલીરે હું તમનેજ ભણાવું. આવો.
સમજી રાધારે સમજાવવું ફાવ્યું મારે અતી મકલાવું;
દોડી ઝટ વેગથીરે પણ વાંસે જાવું ઝુલે પ્રમે પધરાવું;
હેત કરીને ઝુલાવું રે વળી ડોલર હાર મંગાવુંરે;
અર્પી મગ્ન થાવુંરે રંગ સખીરે–તારે વીણા લઇ ગાવું આવો

**પદ.**

પ્યારા કામણગારા આજ હેતથી ઝુલાવુંરે;
સામગરી સર્વે હું સરસ મંગાવુંરે પ્યારા.
ફુલને ગુંથેલો ફુલ હીંડાળો બંધાવુંરે;
ફુલનો કીરીટ સીર ફકડ ધરાવુંરે. પ્યારા.

ફુલ હાર ફુલ બાજુ ગજરા પહેરાવુંરે
ફુલનાં કરણ ફુલું-જાતે જઇ લાવુંરે          પ્યારા
શઠકોપ ગેડી બંસી ફુલથી ગુથાવુંરે
ફેર ગમથી ફુલ ચોકી પછી પધરાવુંરે          પ્યારા
ફુલના ફુલેલ વડે કેશ હું સમારૂરે
સુગંધીઓ સર્વે અંગે ચોળું વળી ચારૂરે          પ્યારા
શંકર સહગણુ આવે તાંડવ નચાવુંરે
નારદની સાથે વીણા મારે લઇ ગાઉરે          પ્યારા
હરી પ્યારી હસાવીને હર્ષ ઉપજાવુંરે
ફુલ દોરી રંગે ગ્રહી ધ્યાને લીન થાવુંરે          પ્યારા

## પદ.

## બરૂઆનો ગરબો.

કામણગારા પ્યારા ઝુલો સંગે રાધાપ્યારી,
ફુલ હીંડોળો રચ્યો ફાંકડો ફક્કડ દાંડી ચ્યાર,
ગાદી તકીઆ ફુલના ભારી ફુલચાદર શ્રીકાર કામણગારા.
ફુલ ઘરેણાં જુગલ જોડીને આપે અવનવી બ્હાર
ઘસમસતું લેપન છે સુંદર અતર દે ભભકદાર          કા૦
કો સખી નીચે ઘુઘરી બાંધી કોઇ ગાતી મલહાર
કોઇ તાલા પંખા બજાવે કો લઈ કર સીતાર
શ્યામ સુલુણે રાધા કંથે મુકરો છે નીજ હાથ
રાધા રાણી મૃદુ વચનથી રીઝાવે નીજનાથ.          કા૦
રંગ સખી તે સ્તબ્ધ બની છે નીરખી મન હરનાર;
આનંદ રસ ઉભરાઇ વહેતો સફળ કરી અવતાર.          કા૦

## પદ કાફી જીલો.

સખી પ્રેમે ઝુલાવું હું પ્રીતમજી બેઠી કમળા શણગાર સજી. સખી
ધન ધન મોહન જુગલ જોડી એ હૃદયે રમો મમ મોહનજી. સખી
પાદ માંહે પડું હરખેથી હરીએ સ્વીકારી નીજ અરજી સખી
તદબીર કરી હીંડોળે ભારી નાથ તણી પામી મરજી સખી
પાવન કીધી પામર દાસી ભલે પધાર્યા સુંદરજી સખી
અનુકૂળ સાહીત બધી મંગાવી રીઝયા એથી શ્રી વરજી
શ્રીમુખ કર ફસી રંગ ભ્રમરી પુરાણી નીજ ભાન તજી સખી

## પદ

## આગત મોરારી–ખમાચ જીલ્લો

પ્રીતમ ઝુલેરે, પ્રીતમ ઝુલેરે સખી જોને આ બાળમુકુંદ,
રાધે રાણીને મંદ મંદ હસીને હસાવેરે. પ્રીતમ ઝુલેરે ૧
ધનસ્યામ મદને મોહન રમણીને રીઝાવે
હરીયું ચિત મહાવે મધુર બંસી બજાવે
દાસી સૌ વધાવે દીવ્ય ફુલેરે. પ્રીતમ ઝુલેરે ૨
ઈંદુ વદન સદન સોહે મોહી અજ શેષ આદી
અનુપ રૂપ ખુબ અહો નીત્ય ને અનાદી
પામી એ પ્રસાદી ભાન ભુલેરે પ્રીતમ ઝુલેરે ૩
રંગ સખી નીરખી શામ અર્પી નીજનું તમામ
ઘડી ઘડી કરે પ્રણામ રટે સુનામ આઠું જામ
યાચે આત્મારામ એકલેરે પ્રીતમ ઝુલેરે ૪

**ભાગ ૩ જો સમાપ્ત.**

# ભાગ ૪ થો.

## પદ

બેસુ બરોબર મુજને ઝુલાવો સ્યામ સલુણા આપોને લહાવો બેસું
ચાતુર આતુર મન થઇ મારૂ, શાંત કરે પ્રિય વધું શું ઉચારૂં બેસું
અતરદાની હીરાની ભરાવો અલ્પ કૃપાકરી મુજને લગાવો બેસું
કઠે ધરાવોનેડોલરહાર નીત્ય નભતો પ્રીતમ તમ પ્યાર બેસું
ફુલના ગજરા પહેરાવો હાથે કુસુમ ગુચ્છ આપો તેની સાથે બેસું
મન મોહન આજે માનમાં આવી એથી રીત આ નવીન બતાવી બેસું
પહેલે આપ પોષો એહ રીતે વળતી સેવ કરૂ રૂડી પ્રીતે બેસું
ઠકરાની ત્રીજે ચંદર ધરાવ્યો એથી હક મે પહેલો બતાવ્યો બેસું
હુકમ કરે પતી-આપ હુલાસી આપશે સંધુ ખાસી રંગદાસી બેસું

## પદ

### "પ્યારા મારા રામ ઝુલોનેરે"

ઝુલે રાધા કા'ન જુઓનેરે;
શ્રાવણ સુદ એકાદશી ઉત્તમ ઉત્તમ મંગલવાર. ઝુલે રાધા.
અનોખી ખુબીનો ઝુલો જોધપુરી, બેઉ સ્થંભે દશ અવતાર ઝુલે.
સાહેબાનપર મયુર અનુપમ, દીપે દાંડી રંગીન ચાર. ઝુલે.
તકીઆ આદીતની ખુબી ન્યારી, ભરેલાં ફુલ દેતાં બહાર. ઝુલે.
જરીની છે ઝાલર ઝળ હળતી ઘુઘરીનો ગાજે ધમકાર. ઝુલે.
બાળ મુકુંદ રાધા રાણીજી, ભવો ભવે સાચાં સરકાર. ઝુલે.
ભવ્ય વસ્ત્ર ભવ્ય ભુષણ છે, જાઇ જુઇના ધરીઆ હાર ઝુલે.
નરસીહપ્રસાદ પ્રીતેથી સેવી, લાડ લડાવે છે શ્રીકાર. ઝુલે.
કુસુમ ગ્રહી કર પૂતળી હલાવે, જાણે ઝુલાવે મનહરનાર. ઝુલે.

આગળ મંડપ અરીસાનો ઘૃત દીપ જ્યોતી છે સાર. ઝુલે.
ધન્ય ધન્ય શ્રી વૈષ્ણવ સર્વે ગાયનથી ગજવે આગાર. ઝુલે.
નિત્ય હિંડોળા હેતે ગાતા રીઝાવી શ્રી નંદકુમાર. ઝુલે.
રંગ શ્રી પરબત કુળ પામ્યો તો પાવન થાતું વારંવાર. ઝુલે.

### પદ.

### બનઝારો.

ઝુલો ઝુલોને કુંજ બીહારી, ધન્ય ધન્ય નટવર ગીરધારી;
ઝુલો રચ્યો છે સારો, પ્રિયતમ આપ પધારો;
સંગે લઇ રાધા પ્યારી. ધન્ય ધન્ય.
આવોને ઝટ મહારાજા, શીવના એ અધિરાજા;
જાઉં મોહનપર વારી. ધન્ય ધન્ય.
મીણાકારી આ ઝુલો, બાંધ્યો મેં આજ અમુલો;
વળી રેશમ દોરી સારી, ધન્ય ધન્ય.
મખમલના ગાદી તકીઆ, કરો પાવન ઓ રસીયા;
ઝટપટ ઘટ માંહે પધારી. ધન્ય ધન્ય.
સુણી સુણી છે અરજી, પધારીઆ શ્રીવરજી;
બણી ઠણી શણગારી. ધન્ય ધન્ય.
બેઠા ભપકેથી લાલા, જેનાં નેણ અતી નખરાળાં;
સંગે બ્રખુભાન દુલ્હારી. ધન્ય ધન્ય.
અત્તરથી ધસમસતા, પળે પળે સ્મીત હસતા;
ખુશ કરતા નીજ પ્યારી. ધન્ય ધન્ય.
નીરખી પ્રિય નેહ નગીના, નાદ કર સાહી વીણા;
ગાએ મધુરૂ લહરી. ધન્ય ધન્ય.
ભુનખરૂ રંગ સખીને, રઘવાઇ કરી ભીને;
ઢળી શ્યામ ચરણમાં હારી; ધન્ય ધન્ય.

## " મીઠડું મહી વેચું " નહીં.

ફાંકડા હરી ઝુલે હરી ઝુલે;
મોહન પરમ સુખકારીરે, ફાંકડા—હરી ઝુલે હરી ઝુલે.
જો ઝુલાવે વ્રજનારીરે ફાંકડા—સંગે છે શ્યામની પ્યારીરે. ફાંકડા.
બંસી બજાવતા મુરારીરે, ફાંકડા—બેઠાં છે બેઉ શણગારીરે. ફાંકડાં.
જોવાને આજ શીવ આવોરે, ફાંકડા—દેવ પુષ્પ લઇને વધાવેરે. ફાંકડા.
લીલા કહું શું વિસ્તારી, ફાંકડા—રસના મારી જાએ હારીરે. ફાંકડા.
દેખે તેનેજ એ સમજાએ, ફાંકડા—રંગ સેવી કૃતાર્થ થાએરે. ફાંકડા.

## પદ.

## હીંડાળાની લાવણી.

ફરી હરિએ મેર, ઉભરે લેર, ઝુલાપું ઘેદ, સખી લાલાને;
જા તું તેડી લાવ્ય ફરી વ્હાલાને.
આપીયું વેણ, પરમ સુખ દેણુ, મોકલ્યું કહેણ, હજુ કયમ નાવે;
મન્મથ મસ મસ્તાન મને અકળાવે.
આ કુસુમ કળી કરમાય, હીંડોળા માંહે, સુગંધી સુકાએ,
વિના હરી સંગે, વિરહાનલની જ્વાળા પ્રકટી છે અંગે.
જાણી મમ મનનો ભાવ, કરી કાંઈ દાવ, શોધીને લાવ;
કહાન કાળાને જાતું તેડી લાવ. ૧
હું જાઉં ઘડી, હર ઘડી, બારીએ ચડી, જોઉં વાટડી;
માવો મમ આવે, પધરાવી કદા હીંડોળો ઝુલાવું ભાવે;
ધન્ય ખમાં ખમાં સરકાર, હૈયાના હાર, ઊઠી આ વાર;
બેઠું સુંદરને શું કહું હવે, કંઇ વધુ છેલ નટવરને;
પ્રભુ પધરાવીને, ઝુલા માંહી, દોરીને સાહી, ઝુલાવું સ્નેહે;
મતલવાલાને જા તું તેડી લાવ્ય. ૨

મુર્તી છે મનમાં જડી, અનુપમ વડી, ચક્રાવે ચડી;
જોઇને પ્યારો, કીરણો છુટે તેજ તણાં હજારો;
બની પ્રેમ રસે તરબોળ, નેત્ર અમોલ, મુખડું ગોળ, હરે મન મારૂં;
બે પદ્મ નેત્રમાં ખાસ, ફસ્યું ચીત્ત મારૂં.
શ્રીરંગની આતુર પ્યારી, જુએ ગીરધારી, હેતથી વારી;
નખરાળાને, જા તું તેડી લાવ્ય ફરી વ્હાલાને.

### પદ.

### ( સીઆનો કાંનરો. )

ઝુલે રઘુપતી ખાસ હીંડોરે, પ્રીતધરી દાસી હીંચોળતી પ્યારે. ઝુલે. ટેક.
રત્ન જડીત્ર છે સ્તંભ મનોહર, શોભીત તેવી છે ડાંડીઓ ચારે; પ્રીત.
કુસુમના છે ભુષણ નૌતમ, નીરખું શ્રી મુખ પ્રેમથી કયારે. પ્રીત.
રાજીવ લોચન હરતાં મમ મન, બિરાજી છટાથી જાનકી હારે; પ્રીત.
ચામર લઇને ભરત તત્પર, શ્રી લક્ષમણ કર મુરછલ ધારે. પ્રીત.
મારૂતી મહાલે ચરણ કમળે, જોવા અજ શીવ સનક પધારે; પ્રીત.
નીરખુ શ્રી મુખ રંગ હું, નિશ્ચે શેષ જાનકી મુજને સ્વીકારે. પ્રીત.

### પદ ગઝલ.

### ( હરીગીત. )

મણી મહેલ માંહે મહારાજ, રઘુરાજ આ ઝુલી રહ્યા;
જાનકીજી સંગે ઝુલતા, મન ભાવતા ધ્યાનમાં લહ્યા.
ભરત શત્રુઘન લક્ષમણ, હનુમંત જ્યાં અચરજ બણ્યા;
સેવે શ્રી જાનકી નાથને, બાકી ત્યાં પછી રહે શી મણા. મણી.
બેહેકી રહ્યાં પુલ જાઇનાં, દાંડીએ જડયા છે આઇના;
ઝળ હળતી કનક દોરને, કંદીલમાં દીપ ઝગી રહ્યા. મણી.
મણી મુકુટ સીરે સાર છે, કંથ કંઠે મણીના હાર છે;

બધો દીવ્ય મણી શણગાર છે, જોતાં ન જાએ ગણ્યા. મણી.
કર સાહી દીવ્ય શારંગને, ટેકી નીહાળે નાટારંગને;
અદભુત તાંડવ નાચ જે, શ્રી શંકર આવીને રહ્યા. મણી.
રંગ શેષી શેષી રામ જાનકી, ગ્રામ્ય આ ક્રીડા થઇ નક્કી;
રામ રાજ્યનું શ્રીરંગ અંગ છે, હીતમાં ચિત્ત ચાહી પ્રૌઢ રહ્યા. મણી.

## પદ

## લાવણી.

બાંધ્યો હીડોળો રામચંદ્રને સારૂ, હરખે ઘેલું થયું ખરે મન મારૂં;
સરજુને તીરે સઘન કુંજની માંહે, જાનકી સાથે જુલે જુવો રઘુરાએ,
શીરપર શોભે છે મુકુટ જડાવ મણીનો, કાને કુંડલ મકર ધરે રસભીનો;
ગળચવો પડયો ગળામાં મોતીગરની સાથે, હાથે પહેર્યાં કડાં બાજુ. રઘુ.
સુચીન્હ છાતીએ દીપે મણીના સંગે લેપન કરીઉં દીવ્ય ભભકતું અંગે;
મોતીનું કેળું કટીએ સુત્ર મજેનું તે પર બંધન ઉદરતણું પણ તેનું,
નાજુક છે નુપુર ચરણે ઘુઘરી વાળાં એવાં આભુષણો સજ્યાં સુખવાળાં;
શારંગ લઇ નાથ બેઠા છે, નયને થઇને મમ હદયે પેઠા છે.
બિરાજ્યાં એ જડાઠથી વાહ ? જાનકીમાતા વાંસે લક્ષમણકરેચમર મકલાતા;
દેવો બની અતુર દર્શને ધાતા, નારદ વીણા લઇ હરી ગુણ ગાતા,
બાણ નારી, ને વચન, એક જેનાં છે, તારક ભવથી ચરણ માત્ર તેનાં છે;
અદભુત લીલા જાય ન મુજથી વર્ણી, અનુભવે ચડે જે શ્રીકૃષ્ણ નીસરણી,
હરિ કરશે યાદ ફરી રંગને કયારે, કે ચરણ યુગલના વડે શીર શણગારે.

## ગરબી.

વ્હાલો મારો કુંજમાં વાય જે વાંસળીરે લોલ;
નાદે વેંધી છે મારી પાંસળીને લોલ. ૧
હુંતો સુણતાં ભુલી સહુ ચાતુરીરે લોલ,

મળવા થઇ છું અતિ આતુરીરે લોલ. ૨
તાલાવેલી લાગી છે મારા મનમાંરે લોલ,
ગોઠતું નથી કાંઈ ભવનમાંરે લોલ. ૩
માહારૂ ચિત્ત ચોહોટે નહીં ઘર કામમાંરે લોલ,
પેઠું છે મન ઘનશ્યામમારે લોલ. ૪
સખી મુને મોહન લાગે છે ઘણો મીઠડોરે લોલ,
અવર એહવો તો નથી દીઠડોરે. ૫
સખી હાવાં તો મળી સુખ મહાલીએરે લોલ,
મહિડું વેચ્યાને મસે ચાલીએરે લોલ. ૬
ધન દહાડો તે અવતારમાંરે લોલ,
રમીએ શ્રી નંદકુમારમાંરે લોલ. ૭
વહાલો મળતાં સહુ સુખ આપશેરે લોલ,
સેહેજે સંતાપ સહુ કાપશેરે લોલ. ૮
શામળો સાગર ઉલાસનોરે લોલ,
પ્રાણજીવન દયા દાસનેરે લોલ. ૯

---

## ગરબી.

શ્રીજમુનાજીના ઘાટમાંરે લોલ,
રોકી રાખી છે મુને વાટમાંરે લોલ. ૧
નણદલ સૈયરના સાથમાંરે લોલ,
તાળી માં દેશો મારા હાથમાંરે લોલ. ૨
મહારો પાલવ પાણશું શાહોછોરે લોલ.
ડાહ્યા થઈ કાં ઘેલા થાઓછોરે લોલ. ૩
વ્હાલા વાત કહું તે ધરો ધ્યાનમાંરે લોલ,

સમજી જાઓને પ્રભુ સાનમાંરે લોલ. ૪
વાટમાંરે વાત નહી કીજીએરે લોલ.
દુરીજન લોકથી બીનીએરે લોલ. ૫
સૈયર સાથ સહુ જાયછેરે લોલ,
મુકો વાહાલાજી વીલંબ થાયછેરે લોલ. ૬
મહારો પ્રીતમ પાલવ મુકીએરે લોલ,
ચતુર થઇને કેમ ચુકીયેરે લોલ. ૭
સાસુડી મારી જાણશેરે લોલ,
ભવનું મહેણું મને થશેરે લોલ. ૮
બોલ બાણ જેઠાણી મને મારશેરે લોલ,
શત્રુનું કામ પીયુ સારશેરે લોલ. ૯
દાસ દયાના પ્રભુ નરહરીરે લોલ,
તનમનથી હું તમને વરીરે લોલ. ૧૦

---

## ગરબી.

### ગોપી કૃષ્ણ સંવાદ રાગ ઉપર પ્રમાણે.

સ્યામ સલક્ષણા રહો હું છું, શીખામણ લ્યો માનીજી;
મારગડે જાતાં મુજ શ્રાવણે વાત કહી શીદ છાની. ડહાપણ રાખોજી. ૧
અવળીરે અબળા અવળુ શું બોલે, જા તું સીધી વાટજી;
કર્ણ ફુલ તારૂં નવિન દેખી, સેહેજે મેં જોયો ઘાટ. સુલટું ભાખોજી. ૨
કર્ણ ફુલ જોયું તે શું કહોછો, અવર કોઇ કયમમાનેજી;
પુરૂષને શું કામ સ્ત્રિ સંગે, સમજાવોછો કોને ડહાપણ રાખોજી. ૩
જેના મનમાં કપટ હોય તે કપટતણી ગત જાણેજી;
જાતા જાન થયું શું ત્હારૂં જે આવડી વાત વખાણો સુલટું ભા૦ ૪

છાના રહો સાધુ છો હુ જાણું, સાચાં બોલો છો વેણજી;
સાધુપણાની સાખ્ય પુરેછે, નાચતાં બેહુ નેણ. ડહાપણ રાખોજી. ૫
નીચંતો, કે વણ નીચંતો, તેં મહેણું સીદ દીધુંજી;
જેહેવાં છે તેવાં હમ પાસે, કેહે તારૂ શું લીધું. સુલટું ભાખોજી. ૬
ઓ વ્હાલા મારૂંતો સરવસ લીધું છે, હુ અબળા કહેતી લાજુંજી;
તન મન ધન લુંટીને લીધું, હવે શું લેશો ઝાઝું. ડહાપણ રાખોજી. ૭
સખી હુંતો બાળક કાંઇ નવ સમજુ, કેવું તનમનજી;
કેમ કર્યો તેં મુજને મોટો, એમ બોલ્યા જુગજીવન. સુલટું ભાખોજી. ૮
તમો નંદકુંવર મેં નીરખ્યા નાના, ગુણ મોટા ગંભીરજી;
વડા બાણથી વર્ત્તા પડે જેમ, નાનો નાવક તીર. ડહાપણ રાખોજી. ૯
સખી કયાર થઈ એમ કંપે છે ને, વાત શુરાની વખાણેજી;
નાવક બાળતણી ગત ન્યારી તુંતો, વણ દીઠે કયણ જાણે. સુલટું ભા. ૧૦
દાસ દયાના પ્રભુ દુઃખ રખે ધરતા, હરિજન માટે કહું છુંજી;
એ સુખોને કાજે કરી હું, બોલ લોકના સહુછું. ડહાપણ રાખોજી. ૧૧

## ગરબી.

વાંકારે વાંકા શું હીંડો છો, આવડું શુરે ગુમાનજી;
પરનારીની સંગે રમતાં, નથી વળી કાંઇ સાન. જોઇને ચાલોજી. ૧
તું તારા મનમાં વિવ્હળ છે, હુ છું નાહાનું બાળજી;
કેમ કરી તુ મને મોટો જાણે, જુઠાં શીદ ચઢાવે આળ. જોઇ૦ ૨
નાહના છો પણ ગુણ મોટાના, નારી વિના કોણ જાણેજી;
અંગો અંગથી વિવ્હળ કીધાં, મારયાં લોચનનાં બાણ. જોઈ૦ ૩
નારી તો પુરૂષથી અળગી, અળગી વળગી ચાલેજી;
દયારામના પ્રીતમ હશીને બોલ્યા, હવે મળીશુ કાલે. જોઇએછે૦ ૪

## ગરબી.

શામળિયા તમે સમજો નહિને, કરતા હીંડો આળજી;
લોક શું જાણે જે ટેવ પડી છે, મુકે માથે ગાળ. પેર ન જાણોજી૦ ૧
સાસુ અમારી સાંભળતાં મુને, શીદ કરો છો સાદજી;
આપણુને એને બોલતાં દેખી મારો પરણ્યો કરે વખવાદ પેર ન જાણોજી૦ ૨
મારા આંગણા સામું આવીને કાલે શાને કીધી સાનજી;
મારી નણદી મર્મનાં વચન બોલી, ભાભી જાઓ તેડે છે કહાન. પેર૦ ૩
આતુર જન તો દીઠા અતિ પણ, તમથી આડો આંકજી;
કેહેવા સરખુ આપણુ કરીએ ત્યારે દુરીજનનો શો વાંક પેર ન જાણો૦ ૪
ગોળ પોતાનો ખુણે ખાઇએ, કરીયે દીઠો અદિઠોજી;
પ્રગટ બેશી બજારે ખાતાં શું, લાગે છે અતિ મીઠો પેર ન જા૦ ૫
જે દહાડાની પ્રીત બંધાણી, તે દહાડાની ચર્ણે વળગીજી;
દાસ દયાના પ્રભુ મનમાં સમજો, હું નથી તમથી અળગી. પેર૦ ૬

## ગરબી.

ઓ વાંસલડી, વેરણુ થઇ લાગીરે વ્રજની નારને;
શું શોર કરે, જાતલડી તાદી તું મન વિચારને.
તુંતો જંગલ કાષ્ટ તણો કટકો, રંગ રસીયે કીધો, રંગ ચટકો
અલી તે પર આવડો શો લટકો, ઓ વાંસલડી વેરણુ થઇ૦ ૧
તુતો કહાન વરતો રાખે, તું અધર તણો રસ નીત્ય ચાખે;
તુંતો અમને દુ:ખડા બહુ દાખે, ઓ વાંસલડી વેરણુ. થઇ૦ ૨
તુંતો મોહનના મુખપર મહાલે તુજવિના નાથને નવ ચાલે;
તુંતો શોક થઇને અમને સાલે ઓ વાંસલડી વેરણુ થઇ૦ ૩
તુંને હરિએ હાથ ગ્રહી લીધી તુંને સૌમાં શારોમણી કીધી;
ક્ષણું મુખથી નવ મુકે વિલી, ઓ વાંસલડી વેરણુ૦ ૪

હું તુજને આવી નવ જાણતી, નહિંતો તુજપર મહેર ન આણતી;
તારાં ડાળ મુળ સાહીને તાણતી એ વાંસલડી વેરણ ૫
દયા પ્રીતમને પુરણ પ્યારી તુને અળગી ન મુકે ન્યારી;
તારાં ભેદ ગુણ દિશે ભારી; એ વાંસલડી વેરણ. ૬

## ગરબી.

એ વ્રજનારી શામાટે, તું અમને આળ ચડાવે;
પુન્ય પૂર્વ તણાં તેથી પાતળિયો અમને લાડ લડાવે; ટેક:
મે પુરણ તપ સાધ્યાં વનમાં મેં તાહાડ તડકા વેઠયા તનમાં;
ત્યારે મોહને મેહેર આણી મનમાં એ વ્રજનારી. ૧
હું ચોમાસે ચાંચર રહેતી, ઘણી મેઘ ઝડીએ શરીરે છહેતી
સુખદુઃખ કાંઈ દિલમાં નવ લેતી, એ વાંસલડી, ૨
મારે અંગે વાઢ પડાવિયા, વળતી સંઘાડે ચડાવીયા;
તે ઉપર છેદ પડાવિયા એ વ્રજનારી શા માટે તું ૩
ત્યારે હરીએ હાથ કરી લીધી સહુકોમાં શીરોમણી કીધી.
દેહ અર્પી અધર અંગે દીધી એ વ્રજનારી શા માટે તું. ૪
માટે દયાના પ્રીતમને છું પ્યારી નિત્ય મુખથી વગાડે મુરારી;
મારો ભેદ ઘણો દીસે ભારી શા માટે તું. ૫

## ગરબી.

મારા મોહનલાલ આવો તો કહું મારા મનની વાતડી;
મારા પ્રાણ પ્યારા, તમ માટે મેંતો ગાળી છે જાતડી. ટેક.
જાણું છું જગમાં છો ડાહ્યા, એવું જાણીને જોડી માયા;
હવે અમ ઉપર આણો દયા, મારા મોહનલાલ૦ ૧
મેંતો રૂપ તમારૂ જોઇને, મારૂં મનડું રહ્યું છે મોહીને;
કાંઈ નીશદીન જાય છે રોઇને મારા મોહનલાલ૦ ૨

મેંતો તન મન સોંપ્યું છે તમને કોઈની બિક ન ધરશો મનમાં
હવે મહેર કરો મોહન અમને, મારા મોહનલાલ૦ ૩
પ્રભુ પ્રીત જુઓને તપાશી, કુબુજા તો કંસતણી દાસી;
તેની તો ચાલી જગમાં હાંસી, મારા મોહનલાલ ૪
હરી આવડા હઠીલા નવ થઇએ, નંદલાલ નમેરા નવ રહીએ.
સુખ દુઃખ અમો કોને કહીએ મારા મોહનલાલ૦ ૫
મારે સાસુ સસરાની બીક કશી, મારા રૂદે કમળમાં રહ્યા વશી;
દયાયા સ્વામિવિના બીજાથી દુર ખસી, મારા મોહનલાલ૦ ૬

## ગરબી.

ઓ છબીલાજી છમકલુ નવ કીજે, વાટે ઘાટે ઓ છબીલાજી
દિન દોહલા છે ત્રીકમજી હું કહું છું એટલા માટે. ટેક
કાંઈ વૃજનારીનાં કહ્યાં કરો, કાંઈ વૃજદાસી પર મહેર ધરો;
કાંઈ ભ્રખુભાનની કુંવરી વરો, ઓ છબીલાજી૦ ૧
પાતળીયા પ્રીતે બોલાવો, કાંઇ મારગડામાં સમજાંવો;
નીત્ય કાળી કુબજાને ઘેર જોઓ, ઓ છબીલાજી૦ ૨
કાંઇ દાસી ઉપર મહેર કરો, એટલો વીવેક હૈયામાં ધરો;
ઘણું કહીએ કુબજાને વીચારો. ઓ છબીલાજી. ૩
દયા પ્રીતમનો સ્વામી છે રસીયો, મહી ખાવાને આવે ધસીયો;
ધન્ય ભાગ્ય અમારાં જે વૃજમાં વસીયો ઓ છબીલાજી૦ ૪

## ગરબી.

મારા પાતળીયા પ્રીત કરી તરછોડો છો શા માટે;
મુને મળતા નથી, નિત્ય જળ ભરવા જાઉ છું જુમના ઘાટે. ટેક.
મારી માને ઘેર તમસારૂં હેરા ફેરા ખાઇને મન સોરૂં;
નિત્ય દિવા પાછળ અંધારૂ મારા પાતળિયા ૧

મારી સૈયર મુને બહાવરી કહે છે, સાસુ નણંદી તો મેહેણાં દે છે;
પરણ્યો પીયુડો મારા પ્રાણ લે છે. મારા પાતળિયા૦ ૨
વ્હાલા સ્નેહ તણું દુઃખ વાધ્યું બહુ, અંતર આગ્ય જઇ કોને કહું;
હું મુગાની પેરે સમજી રહું. મારા પાતળિયા૦ ૩
અમે આવડા ઢંગ નોહોતા જાણ્યા, તારાં મીઠડાં વચન મનથી માણ્યાં;
હવે સારી પેઠે નટવર નાણ્યા. મારા પાતળિયા૦ ૪
દુનીયાં પુઠળ સહુ વાત કરે, મારૂં મન તમ વિના ન ઠરે;
જખ મારે છે લોકો શું કરે. મારા પાતળિયા૦ ૫
અમો અબળા તણું હરી શુંરે ગજુ, હવે મળશો નહિં તો પ્રાણ તજુ;
દેવકીના જાયા થાવ સમજુ. મારા પાતળિયા૦ ૬
દયારામના પ્રીતમ તો વ્હાલા, તુને ગોપીઓ કરે છે કાલાવાલા;
ઘેર આવોને મોરલીવાળા. મારા પાતળિયા૦ ૭

## ગરબી.

મારૂં મન મોહ્યું વાંસલડીને શબ્દે કાનડ કાળા,
હુંતો ઘેલી થઇ મારા ઘરમાં નથી ગમતુંરે મ્હારા વાલા. ટેક.
એના અમર ઉપર વાજે છે, સુણી અંતર મારૂં દાઝે છે;
એનો શબ્દ ગગનમાં ગાજે છે. મારૂં મન મોહ્યું૦ ૧
એ વનમાં જ્યારે વાગે છે, મુને બાણ સરખી લાગે છે;
મુને વેહની વેદના જાગે છે. મારૂં મન મોહ્યું૦ ૨
હુંતો દોહોતાં દોહોણી ભુલી છું, વળી જમતાં અધુરી ઝુલી છું;
તારૂં મુખ જોઈ જોઈ ફુલી છું. મારૂં મન મોહ્યું૦ ૩
એને તપની સાધના કરી છે, કૃષ્ણ કૃપા સાધ્ય કરી દીધી છે;
માટે દયા પ્રીતમે કર લીધી છે. મારૂં મન મોહ્યું૦ ૪

## ગરબી.

મારૂં મહીં ઢળશે, લડસડતા છબીલા રંગના તારા;
કહાન વેગલા રહો અડયા શું આવો મદના માતા. ટેક.

મુજને એકલડી અહીંયાં જાણીને, મારો પાલવ સાહ્યો તાણીને;
નહીં આપું ગોરસ આણીને. મારૂં મહીં ઢળશે૦ ૧
પેલાં દુરીજનીઆં બહુ દાઝે છે, તેણે દુઃખડાં મારાં જાય છે;
તમો નિર્લજને શી લાજ છે. મારૂં મહીં ઢળશે૦ ૨
તારૂં મુખ દેખી સુખ થાય છે, તેણે દુઃખડાં મારાં જાય છે;
મુજ મન દયા પ્રભુને ચહાય છે. મારૂં મહીં ઢળશે૦ ૩

## ગરબી.

ઓ મહિઆરી મોટા માણસની લજ્જા લેઉં છું;
જુઓ વિચારી આ મારગડે તુજને જાવા દેઉં છું. ટેક૦
તારો કંસરાય તે કુણ છે, મારે મન આટામાં લુણ છે;
તે મારે મન એક તુણ છે. ઓ મહીઆરી. ૧
તમે કહ્યું કાને કરોમની, ઝક ઝીલે તે શા કામની;
નહિં જાવા દઉં જામની. ઓ મહીઆરી. ૨
તારૂં મુખ દેખી સુખ થાય છે, દુઃખડાં સહુ દુર પળાય છે;
માટે દયા પ્રીતમને ચહાય છે. ઓ મહીઆરી. ૩

## ગરબી.

ઓ અકરૂડજી, ગોકુળમાં તમે શા કારણે આવ્યા;
મારા સુખડાં લઇ, દુઃખના દરિયા શું કરવાને લાવ્યા. ટેક.
તમે પાતળિયાજી કહું તે કરજો, આ વચન અમારાં રૂદે ધરજો;
મને મારીને ડગલાં ભરજો. ઓ અકરૂડજી. ૧
અહીંયાં શું કામ છે તમારૂં, ઘણું ચીત્ત કલપે છે અમારૂં;
આ નંદ જશોદા કહે સારૂં. ઓ અકરૂડજી. ૨
આ વિનતિ તો કોહોને કહિયે, હઇઆમાં સમજીને રહીયે;
ઘણું નિર્લજ કર્યું નંદને છઇએ. ઓ અકરૂડજી. ૩
મારે ઝાઝે હેતે હળવું છે, કુબજ્યાને ભાગ્યે ભળવું છે;

મારા મામાજીને મળવું છે. ઓ અક્રૂરજી. ૪
તમે કારજ કરીને આવજો, સુખે તેને તેડી લાવજો;
તમે દયા રાખીને મન ભાવજો. ઓ અક્રૂરજી. ૫

## ગરબી.

ઓ ઓધવજી વ્હાલે તો વિસારી અમને મેહેલ્યાં;
અમો શું કહીએ, રાસ રમાડી તેડીને તરછોડયાં. ટેક.
પહેલ વ્હેલી પ્રીત અમશું કીધી, મોરલીમાં એણે વશ કરી લીધી;
ગોપી સઉને વિભળ કરી દીધી. ઓ ઓધવજી. ૧
પ્રીતલડી તો કરતાં પેહેલી, પ્રભુ દેખીને થઇ છું ઘેલી;
પણ મળો મોહન અમને મન મેહેલી. ઓ ઓધવજી. ૨
એણે હઇડાનાં તો હીર લીધાં, કાનુડે તો કામણ કીધાં;
ઘેર ઘેર દહી માખણ પીધાં. ઓ ઓધવજી. ૩
એ કાનુડો કામણગારો, એની આંખલડીનો જે ચાળો;
હવે ઉગરવાનો નથી આરો. ઓ ઓધવજી. ૪
પેલી કુબજા તો કામણગારી, તેની સાથે લાગી બહુ તાળી;
વશ કીધા એણે વનમાળી. ઓ ઓધવજી. ૫
અમે શામળીયાની સંગે રમતાં, વ્રજવનમાં પુદળ ભમતાં;
અમો ભેળાં બેશીને ભોજન જમતાં. ઓ ઓધવજી. ૬
મથુરામાં જઇ એણે કંસ રોળ્યો, એક આંગળીએ ગોવરધન તોળ્યો;
વ્રજમાં ઘેર ઘેર જુઠું બોલ્યો. ઓ ઓધવજી. ૭
દયારામના સ્વામીને કહેજો, મથુરાં મુકી ગોકુળમાં રહેજો;
પણ ગોપીકાને દરશન દેજો. ઓ ઓધવજી. ૮

**ભાગ ૪ થો સમાપ્ત.**

# ભાગ ૫ મો.

## સ્રીના ગુણ વિષે.

ભાળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે,
ભાળે કામની કંથ, નેણુ તે નીચા નામે;
ભાળે કામની કંથ, સ્નેહનાં વાક્ય સુઝે.
જ્યાં મળે કંથને કામની, ભાવ હાવ મનમાં ધરે;
પકડે તે તરૂણી તોલ ત્યાં, સામળ કહે શોભા ધરે.
નાર વિના નર રંક, સંગ રાખે નહી કોઇ;
નાર વિના નર ચોર, જાર જર બેશે ખોઈ.
નાર વિના નર નિર્બળ, રાખે નહી સંગે;
નાર વિના નર દીન, હીન સુખે એકલ અંગે.
ચતુરા વીણુ તો ચાલે નહી, જગત માંહી રહે જાહરે;
સામળ કહે છે સામો કરી, તજે જગત તો તાહરે.
રાખે કંપની રીજ, કામ કરવા દીલ દાસી;
પીયુ ઘર કામ પ્રધાન, રોષ મધુરી મુખ હાંસી.
કંદ્રપ વેળા ડામ, ખરૂ દીલ રીઝવે ખાટે;
સેલી સેવા માંહી, ઘણી રૂપાળી ઘાટે.
પતિવ્રતાપણું પાળે ઘણું, નર ઉપર દીલ નેહનું;
કરી સામળ કહે શોધી મળે, તરૂણી નામજ તેહનું.
નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, દીલથી જાણે દેવા.
નારી તેનું નામ, દુઃખ સુખ ઘટમાં લહીઆ;
નારી તેનું નામ, સ્વામીના અવગુણ સહીઆ.

વળી નારી જે નમી ચાલશે, નારી સફળ ફળે ફળે;
જીવે ત્યાં સુધી જસ જીતી લે, અંતકાળ બાળે બળે.
નારી દેખી નર લાખ, ભોળવાણા ભટક્યા;
જોગી મુક્યા જોગ, કોન સંન્યાસી સટક્યા.
સીધ તજી સીધાઈ, બ્રહ્મચારી કંઈ ભમીયા;
પંડીત તજી પુરાણ, રંગ રામાશુ રમીઆ.

વળી વ્રત મુક્યાં કંઇ વર્તીએ, વગોયો વેરાગીએ;
સહુ સ્ત્રી માંહી સમી ગયા, તરૂણી ના તજી તાગીએ.
નાર વીના નર રંક, દામણો દીસે અંગે;
નાર વીના નર રંક, દીસે ગુણ હીણો સંગે.
નાર વીના નર રંક, નહી ધન ધીરે કોયે;
નાર વીના નર રંક, હરિ પુજન નવ હોયે.

નિર્બળ છે નર નારી વીના, ભોગ કશા તે ભોગવે;
અવગુણ અદકા આયુતો ઘણા, જુવતી વણ નર જોગવે.
એક નમેરી નાર, ભોગવે પીયુને ભાંતે;
એક કરે છે જાર, પ્યાર રાખે દીલ ખાંતે.
વળી એક દે વીખ, દુઃખે દાવાનળ દાઝે;
એક કરે અન્યાય, અનમીનો કરે પરાજે.

પણ સુંદર નાર સુલક્ષણી, તારણ તરણ સફળ ફરે;
તે સામળ કહે સંસારમાં, મહીલામાં ભાગ્યેજ મળે.
માનની મોટે મુલ, મહા માયાએ મોટી;
જીતવા ઇચ્છે જેહ, તેહની ખાંતજ ખોટી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભાત જે ભણીયા;
ઉંચ નીચ ને અમીર, સરવ જુવતીએ જણીયા

સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટા પુરૂષથી પ્રીછજો;
સહુ શાસ્ત્ર સાક્ષી સામળ કહે, અંતરમાં સહુ ઈચ્છજો.
નીર્મળ મનની નાર, સ્વામીને સ્વર્ગ પમાડે;
જુવતી જોબન માંહી, રીઝથી રંગ રમાડે.
ઢાંકે કુળ કલંક, સરસ ચલાવે ઘર સુત્ર;
વધે તેહથી વંશ, પ્રસવ પુત્ર સપુત્ર.
વળી હોય સતી શુભ સાધવી, પુન્યવતી તે પારખી;
છે નામ કોઇજ નારીયો, સ્વભાવે સહુ નહી સરખી.

## ભીક્ષુક અને રાજ્ય કન્યાનો સંવાદ.

મારે માગવી ભીખ, સદાવત તું તો આપે;
હું જાચું જન નીચ, કષ્ટ તું કંઇકનાં કાપે.
હું ચોળું તન રાખ, તુંતો સોને શોભાવે;
મારે જીરણ વસ્ત્ર, તું પટકુળ ઓપાવે.
વળી હું તો કરૂં છું કાસદુ, ચડી સુખપાલે ફરે;
ફટ ફટરે ઘેલી ગોરડી, વીપ્ર ગરીબને કેમ વરે.
ન ગમ્યો કોઈ નરેશ, ગમ્યો ન પ્રતાપીક પૂરો;
ન ગમ્યો કરમી કોઇ, ગમ્યો ન સામદ શૂરો.
ન ગમ્યો કોઈ વણીક, ગમ્યો નહી નૌતમ નાગર;
દાતા કે દેશાઈ, ગમ્યો નહી સુમતી સાગર.
કો નવ ગમ્યો ગામ ગરાશીયો, ન ગમ્યો મેહેવાશી તને;
પ્રધાન પાટવી પરહરી, ખોળી કાઢયો તેં મને.
ઘડા જેવડું રત્ન છેક, રહેશે ક્યમ છાનું;
તમે કહો પ્રતીબોધ, તેહ હુંતો કેમ માનું.
તમ માટે મુજ જીવ, જરૂર જોતામાં જાય;

જો મુજને હોય મરાવવો, પરવશ પડવું તાહરે;
અરે હાય અને હસવું થશે, જગત જાણશે જ્યાહરે. ૪
ઇશ્વર કેરી આણ, નામ લેવા દઉં તારૂં;
તારૂ પડે જ્યાં થુંક, મળે રૂધીર ત્યાં મારૂં;
કુદ્રષ્ટી તુજને જુવે, ચક્ષુ એ તેનાં કાઢું;
વાઢે નખ દે દુઃખ, વળી તેનું શીર વાઢું;
જો કદાપી જીવ જોખમ થશે, ભગવતી તારીમાં ભળું;
હાકેમ પટેલ હાજર છતાં, શરીર તુજ સાથે બળું. ૫
રૂડી રાજ્ય કુમારી, હિંચે હિંચોળા ખાટે;
પરીમળ પુષ્પો પાન, પોઢતી પલંગ પાટે;
સજે શોળ શણગાર, ઝવેર જુકતે જડાવે;
ખમા ખમા કહે ખલક, લક્ષધા લાડ લડાવે;
તેવી તરૂણીનું તો જુવો, વીપ્ર સાથ મનડું વસ્યું;
ભીક્ષા માગી ભોજન કરે, કહે સામળ કારણ કશું. ૬
સુરા પીએ જે નાર, જુવે વનવાડી સરોવર;
જાત્રામાં નિત્ય જાય, તે સાથે પરઘર નર;
વાલાં અતી વાજીંત્ર, ગાન ઉપર દીલ દોડે;
અતી ચપલાઇ ચીતે, હાસ્ય અતિ માંણે મોઢે;
અતી લોભીને અતી લાલચી, અતિ નીસંક પરઘર અડે;
સામળ કહે કુલ શુદ્ધ કામની, એ લક્ષણથી ગુણ ઘટે. ૭

## બાળ સ્વરૂપનું ઝુલણું.

રાગ—પુનમચાંદની.

પ્રીતે પ્રાણજીવન પુરષોત્તમ ઝુલે પારણેરે,
નંદ ભવનમાં નીત્યે, અનોપમ ઓછવ થાય;

એવા સુખના સાગર, ભજુ હું પ્રભુના નામનેરે,
હીરા રત્ન જડયાં છે, વીશ્વકર્માએ સુખાસનેરે;
મણી માણેક મુક્તાનો નહીં કંઇ પાર. એવા.
તેમાં પોઢયા પ્રીતથી, બાળ સ્વરૂપ ભગવાન;
ધરીયાં મોતી અંગશુ, કુંડળ ઝરકે કાન;
પગ અંગુઠો ગ્રહીને, પાન પ્રીતે કરતા પ્રભુરે;
દીપે મુખ શું સુંદર પુનમ ચંદ્રાર, એવા.
આંખ અણીઆળી અતી, કમળ પાંખડી રૂપ;
કીકી કાળી એ શોભતી, મધુકર બાળસમ અનુપ;
તીક્ષ્ણ શુક નાશીકા, કેવી ભ્રકુટિ વાંકડીરે;
કોમળ નીલમણીના, જેવું ઝળકે ભાલ. એવા.
મંદ મધુર સ્મીતથી હરે, જન મંડળનાં મન;
ભક્ત મન અમ્રત ઝરે, દેખી દીવ્ય આ તન.
પીળો પટકો ઓઢી સુતા સુંદર શામળોરે;
માતા હેતે હાલો ગાતી, ઝુલાવે તાંય. એવા.
ગોપીજન મંડળ સમીપ, રામચરીત્ર કહે માત;
અર્ધ લોચન મીચીને, શ્રવણ કરે જગ નાત;
પૂર્વે સ્મર્તી આપી, બાળ વીભુ બેઠા થયારે;
ધરીયુ રામરૂપ ધરી, ધનુષ બાણ તવ હાથ. એવા.
માત અતી વીસ્મય થયા, દેખી અદભુત રૂપ;
મુળ દેહ પાછો ધરી, સુતા સુણતા ભુપ—પ્રીતે.

## ગરબો.

સખીયો નીજ નીજ નીતિ ધર્મ સદા સંભાળીયેરે. એ રાગ.
સખીયો ચાલો સત્વર કેસરી નૃપ નિહાળીયેરે;

દર્શન સ્નેહે કરતાં પામી સુધારસ આજ;
ધરિયે હોંશ નિરખતાં સ્વર્ગીય સમસુખ માણીયેરે.
મુખ દૃષ્ટિમાં સ્મિત હાસ્ય પ્રકાશતુંરે;
જોઇ ઉરમાં ન સમાય સહિયર! હર્ષ. ધરીયે.
રસભરી મુખ કલા દેવની, જાણે ઇન્દુ અપાર;
કરીયે પ્રેમે પાનરસ, તોય ન આવે પાર.
એવા રણ બંકા રાઠોડ, અતિ સોહામણારે;
સુણીયે વચનામૃત, ઉમંગે આપણ આજ. ધરીયે.
દુર્લભ દર્શન દેવને, એવા નટવર રાય;
દર્શન દાને મન હરે, મૃદુતા છે મન માંય.
એવા ચતુર શીરોમણી, શ્રીમાન જોધાણુનાથ છે રે;
સદ્વર્તનમાં અતી પ્રિત એવી રીત. ધરીયે.
ક્ષમા દાન ગુણ વળી, વિદ્યા એજ વિલાસ;
તન મન છે ધર્માર્પણ, હૃદયે એજ ઉલ્લાસ.
નીતિ રીતિથી ભુષિત, અતિ પ્રેમાળ છે રે;
જેનું વદન કનક સમાન એવા રાય. ધરીયે.
પરહીત અર્થે શ્રમ સહે, વ્યય કરે સદા સ્તવન;
સુખ શાન્તિ પ્રસારવા, નીશદીન કરે મનન;
નીરાશ ચીતના સ્વામીન અતિ દયાળ છેરે;
કરે પુરણ સૌની આશા આપી પ્રદાન. ધરીયે.
ક્ષત્રીય ધર્મ વીશીષ્ટ વળી, દેવાંશી વીર રાય;
કૃત્ય કૃત્ય દર્શન થતાં દ્રષ્ટા મન હર્ષાય—સખીયો.

ગરબો.

ચાલો, ચાલો બેની તમે આજ, આપણે રમીએરે;
તમે રાખોને ઉર ઉમંગ, રંગમાં ભમીએરે;

પુર્ણચંદ્ર ખીલ્યો અતી, મનહર કરી પ્રકાશ;
પુષ્પો ખીલ્યાં અતિ ઘણાં, બેની! જુઓને હારોહાર;
સખી, વીરહે વહુ વ્યાકુળ, રંગમાં ભમીયેરે. ચાલો.

ખીલ્યો છે ખટ મોગરો, ગુલાબને સેંતુર;
રમ્ય વસંત રૂતુ ધરી, બેની મન સૌનાં આતુર;
દઇ કર પરસ્પરે તાળ રમીયેરે. ચાલો.

વાયુ આવે અતી ઘણો, શોભાનો નહિ પાર;
કોયલો ટૌકી રહી, વસંત ભ્રમર કરે ગુંજાર;
થાયે નેપુરનો ઝણુકાર, રંગમાં ભમીએરે. ચાલો.

## પતિવ્રતા પ્રેમદા.

વાંસલડી વાગીને. એ રાગ.

પતિની જે પુજા કરે તે પદ્મિની.
અવર એથી ઉલટી વીધીની શંખણી. પતીની જે. ટેક.
નીયમ નીતિનો નીત્ય પાળે જે પ્રેમદા, ફરજ પતિની કરે છે જે અદા;
શીયળવંતી સ્યામા રહે છે જે સદા. પતીની જે. ૧

પતીનો જે બોલ કદી ન ઉથાપે, મીઠું બોલી સ્યામા સ્વામીને સુખ આપે;
આધી વ્યાધી ઉપાધી એ સહુ કાપે. પતીની જે. ૨
નારી જાતી અવનીમાં ગણાએ અબળા, તથાપી હું સદગુણી ગણું સબળા;
કરે નહીં ઉરમાં વીચાર તે અબળા. પતીની જે. ૩

ગણે પત્ની પ્રભુ સમ જેવા, આણે ઉર ઉમરકા પણ એવા;
પ્રીતીમાં એ પુર્ણ પણે ચહે રહેવા. પતીની જે. ૪
ભામીની એ પરનારને નવ નીરખે, હૈયુ કદી હીણી નજરમાં ન હરખે;
સખી પણ સદ્દગુણી જોઇને પરખે. પતીની જે. ૫

કામની એ કામ તણે વશ થઇને, કરે નહીં નેહ અવસર સાથ જઇને;
સ્વામી સાથે રહે સમરપણુ લઇને. પતીની જે. ૬.
વિદ્યુત જેમ ધન સંગે ગગનમાં રહે છે, અંતર અંગ એને અર્પણ કરી દે છે;
તેવી રીતે પત્નીની પતી સંગ રહે છે. પતીની જે. ૭.
વીદ્યુત જે ધનથી વીખુટી પડે છે, ભુતળ ભેદી પાતાળમાં જઈ અડે છે;
પત્નીની પતી વિયોગી પડે છે. પતીની જે. ૮
પતી સાથે સુખ દુઃખમાં નીત્ય રહેતી, વૈભવ વડો એને માની એ લેતી;
દેખી સુખપરનું વીવ્હળ થઈ ન વહેતી. પતીની જે. ૯
દંપતી આવા સ્વર્ગ સમુ સુખ લે છે, સદા ઉર આનંદી એહ રહે છે;
ભવોભવ જોડું એ મળવું ચહે છે. પતીની જે. ૧૦
કર્યાં કર્મ જેણે હશે કાંઇક સારાં, મળે નરનારી તહાં આમ પ્યારાં;
નક્કી કહું રહે નહી કદી ન્યારાં. પતીની જે. ૧૧
બહુ વીધી બાળકને એ ઉછેરી, થઈ પડે માનીતી મરદને મેરી;
જેશંગ કહે સદ્‌ગુણની સાડી પહેરી. પતીની જે. ૧૨

---

## શીખામણ.

### ગરબો.

સખીઓ નીજ નીજ નીતિ ધર્મ સદા સંભાળીએરે;
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરીધાન;
સાસુ સસરા માત પીતાની શેવા સાચવોરે;
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએ રે. એ ટેક.
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ.

હસવું રમવું જમવું એકાંતે નવ બેસવુંરે;
પતિ વિણુ પતિના પણુ સહમિત્રોની સંગાથ—એ૦
નાથ વિના કરવી નહિ, વીનોદ રસની વાત;
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત;
સજની ભ્રષ્ટ થવું નહી, સુધરી સહૂ આચારથીરે;
નિર્લજ નટખટની સોબત તજવી સુવાત—એ.
કુષ્ટી કદરૂપ કુબડો, નીરધન નિર્બળ કાય;
મતિહીન પતિત પતિ મળે, એ સતીને સૂરરાય;
જોડી પગ અંગુઠડે, દ્રષ્ટી આધુ ઓઢીએરે;
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય—એ૦
ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ;
કુલીન બહેન કરવો નહી, વડીલથી વીવાદ;
ચંચળ ચાલે ચતુરા, ચટક મટક નવ ચાલીએરે;
**શીવ સુત કેશવની** શીખામણુ અંતર યાદ—એ૦

---

## ગરબો.

( રઘુપતી રામ રૂદેમાં રહેજોરે—એ રાગ )

શાણી સખી વાત રૂદેમાં લેજોરે—ટેક
સખી પડવે તે પીતાજી પ્રીતેરે,
કીધો ઉપદેશ રૂડી રીતેરે;
ભણુ વિદ્યા તું પુત્રી નીત્યે—શાણી સખી.
તેથી સુખ પામીશ કહું સાચુંરે,
માટે રૂડું હું તારૂં રાચુંરે,
કહ્યું માતે ન મુકયું કાચું—શાણી સખી.

સખી બીજે તે બોધ મેં જાણ્યોરે,
અતી અંતઃકર્ણમાં આણ્યોરે;
મન મધ્યે વિચારીને માણ્યો—શાણી સખી.
સખી ત્રીજે તે તન મુજ હરખ્યુંરે,
મુજ પિતાજીનું મન નરખ્યુંરે;
પ્રીત આણી મેં પુરણ પરખ્યું—શાણી સખી.
સખી ચોથે મેં વાત વીચારીરે,
એક શીલેટ હતી તે ઉતારીરે;
ભાવે ભણવું અંતરમાં ધારી—શાણી સખી.
સખી પાંચમે કકકો હું શીખીરે,
કીધી તનથી મેહેનત તીખીરે;
મારી પીતરણ બેન તો ધીખી—શાણી સખી.
સખી છઠે પદો સહુ કીધારે,
અ, આ, ઇ, ઈ, એ અક્ષર લીધારે;
સર્વ કારજ મારાં સીધાં—શાણી સખી.
સખી સાતમે વાંચવા માંડ્યુંરે,
ભાવે ભણતાં મુજને ભાવ્યુંરે;
ઘણા હેતેથી મનમાં ધાર્યું—શાણી સખી.
સખી આઠમે અક્કલ આવીરે,
મારે મેળે હું લખીને લાવીરે;
ત્યારે પીતાજીને મન ભાવી—શાણી સખી.
સખી નોમે તે વાર ન લાગીરે,
ખોટા અક્ષર કેરી ભાંગીરે;
મારી મેળે પુસ્તક લીધું માગી—શાણી સખી.

સખી દશમે દયા કીધીરે,
આપી ચોપડી તે વાંચી દીધીરે;
સુણી ગાંડી મને હાસ્ય કીધી– શાણી સખી.
સખી એકાદસી ઉપવાસીરે,
માંડયું ભણુવા મટી ઉદાસીરે;
મને સહાય થયા અવીનાશી —શાણી સખી.
સખી બારસે બહુ સુખ પામીરે,
હુંતો સઘળી હકીકત પામીરે;
કીધું હેત નહીં રહી ખામી—શાણી સખી.
સખી તેરશે તન મુજ તાજુંરે,
એક જીભે કહું છું ઝાઝુંરે;
સદા અંગ રહેશું હવે સાજું—શાણી સખી.
સખી ચઉદશે ચાતુરી આવીરે,
ઘણા બોધની બુકો મંગાવીરે;
વાંચી સુણતા પીતાજીને ભાવી—શાણી સખી.
સખી પુનમ ચંદ્ર પ્રકાશેરે;
શીખી લખતાં ભણતાં હુલાસેરે;
મારી સફળે ફળી સર્વ આશા—શાણી સખી.
સખી પક્ષ અંધાર્યું આવ્યુંરે,
ભણી હું તે સર્વને ભાવ્યું રે;
જ્ઞાન ધીરજરામે બતાવ્યું—શાણી સખી.

# આર્ય મહિલાને ઉપદેશ.

( કારતકે કાલિકા કાગળ મોકલેરે, બ્હેની ગરબે રમવા આવ. એ રાગ)
ભામિનીઓ ભારત દેશનીરે,—નિજ ધર્મ તણો લહી મર્મ;
સદ્દગુણ સેવો સૈ પ્હેલડોરે, જેથી સફળ થશે સઉ કર્મ. (ટેક)
સાખી–અતિ હિતકર એ દેશના, અસલ સમયના ચાલ;
પેસાડયાં તેમાં તમે, અહિત ભરેલાં સાલ.
દીપી તુટયો તમ દેશનોરે, કાંઇ તત્વ તણો શુભ સ્થંભ;
શાસ્ત્ર તણો સેતુ તોડિનેરે, કર્યો બૈરકમત આરંભ. ભામનીઓ.
સાખી–પિયર પનોતી પણ સ્ત્રીઓ, સેવતી સાસરવાસ;
પિયર પનોતિ હાલ તો,—ગણે પતિને દાસ.
તેવી રીતે આ દેશમાંરે,—આલ્યો દંપતિનો શુભ ધર્મ;
ત્યારે પ્રજા કયાંથી સાંપડેરે–જે કો સમજે દેશનું મર્મ. ભામનીઓ.
સાખી–અસલ સુંદરી આર્યની, પૂજે પતિના પાય;
હાલ ઢોંગી જોગી જતી–કેરે ફંદ ફસાય.
નવીન ભણીને ગોળા ગુંથેરે, તે શું હરખે મેળવે હાથ;
જણુતી સ્વદેશ દ્રોહી દેડકાંરે, જેથી હિન્દ ગણાય અનાથ. ભામિ.
સાખી–બ્રહ્મા વિષ્ણુ રૂદ્રને, તેં પણ નવ દીધી દાદ;
વળી સીતા દ્રૌપદી તણું, કરો પતિવ્રત યાદ;
સ્વપ્ને પણ ન સતિત્વ ડગાવશોરે, તોજ થાશે પરાક્રમી પુત્ર;
તેહજ દેશ ઉદ્ધારમાં દીપશેરે, સાચું સમજી શૌર્યનું સુત્ર. ભામિ.
સાખી–સ્ત્રી હઠની જક નવ ધરો, ધરો સુગુણ સહ ટેક;
નિજ હિત સ્વદેશ હિત તણો, એ રસ્તો છે એક.
વિદ્યા સદ્દગુણ વિણ શોભે નહિરે, જેમ વેશ્યાનું સંગિત જ્ઞાન;
હોય વિદ્યા તો એ સદ્દગુણેરે, ઘણી સતીઓ રળી મહા માન. ભામિ.

સાખી–બાળ લગ્નમાં મગ્ન થઈ, વરઘોડે ધરી વ્હાલ;
ન્યાતવરા કરી વિણુ ગજે, ઘર ન કરો બેહાલ;
ઘર વેચાવી વરને કદીરે, જરહીન કરો ન જરાય;
મિથ્યા મોટાઇમાં નવ મરોરે, તોજ આ ભવસિંધુ તરાય. ભામિ.
સાખી–બળતી ચ્હેમાં પતિ પુંઠે, પડતી તેના પુત્ર;
ચઢતા તોપ ખડગ મુખે, સમજી શરિરને સુત્ર.
વિધવા કેરૂં વ્રત પાળતીરે, તેના સુત ગ્રહતા શમશેર;
વિધવા લગ્નો ને નાતરાંરે, તેની વેજા કરતી કેર. ભામિનીઓ.
સાખી–મનકુળ અંદર અવતરી, ન ચહો પશુનો પંથ;
સાચું એ ભણતર ગણો, એજ સુગુણનો ગ્રંથ;
સંઘવી સાચી મતિ એ દિયેરે, કોટિ વિદ્યાતણે શિર મોડ;
શણગાર સાચો પતિવ્રત તણોરે, જેની કંઇયે જડે નહિ જોડ.ભામિ.
(વિદ્યાર્થિ જીવન.)

---

## ડાકોરના રણછોડજી મહારાજનો ગરબો.

અલબેલીરે અંબે માત જોવાને જઇએ. એ રાગ.

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા;
કરી બોડાણાપર મેહેર, મોરલીવાળા. ટેક.
અકળકળા અલબેલા તારી, પાર ન પામે શેષરે;
વેદ વીચારી વીસ્મે પામ્યા, સમજ્યા નહી લેશ. રણછોડ. ૧
મહા મોટમ મહારાજ તારી, મુખથી કેમ કહેવાયરે;
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પક્ષીની તૃષા જાય. રણછોડ. ૨
મંદગતી મહારાજ મારી, મલીન મારૂં મનરે;
શરણે રાખો શામળીયા મને, જાણી તમારો જન. રણછોડ. ૩

દ્વારકાના વાસી રાય, રણછોડ તમારૂં નામરે;
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ. રણછોડ. ૪
બોડાણાની ભક્તિ ભાવી, સુંદરજી ભલી તમને રે;
અઢકળ ઢળીઆ ધરણીધર દુરલભ, છો આગમ નીગમ. રણછોડ. ૫
ધન બોડાણા ધીરજ તારી, ધન ધન તારી માતરે;
પાતળીયો પોતાનો કીધો, હેતે ઝાલી હાથ. રણછોડ. ૬
સીતેર વરસ સેવા કરીને, સામળીયો સમજાવ્યોરે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વરસે બે ત્રણ ફેરી આવ્યો. રણછોડ. ૭
કરમાં તુળસી વાવીરે, જઈ ચતુરભુજને ચડાવીરે;
પ્રભુજી તો પ્રસન્ન થયાને, દિલમાં દયા આવી. રણછોડ. ૮
અલબેલો બોલ્યા એમ, મુખથી બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહે, તે કોઈ ન જાણે વાત. રણછોડ.
ઘણા દીવસ તેં મારે કાજે, મોટું કષ્ટ કીધું રે;
વપુ તારૂં વૃદ્ધ થયું, તે જોઇ મારૂં મન બીધું. રણછોડ. ૧૦
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે જવું ધામ. રણછોડ. ૧૧
કહ્યું મારૂં માની કાલે, જા તું ડાકોર ગામરે;
વહેલ લાવ તું વાત ન ફુટે, મનમાં રાખી હામ. રણછોડ. ૧૨
બોડાણો કહે બાપજી, હું વહેલ કયાંથી લાવું રે;
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું. રણછોડ. ૧૩
મોહનજી કહે માગી લાવો, જેવી તેવી વહેલરે;
જાત જોવાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણછોડ. ૧૪
બોડાણાને વચનજ આપી, વીદાય કીધો વળતી રે;
વનમાળી કહે તારે મારે, વાત આવી છે મળતી. રણછોડ. ૧૫

વારૂ કહીને વીઠલજીને, ચરણે પડયો કરજોડરે;
લજ્જા મારી લટકાળા, તમો રાખજો શ્રી રણછોડ. રણછોડ. ૧૬
અતી આતુરતા અંગમાં ને, આવ્યો ડાકોર ગામરે;
પાડોશીને પેરે કહી, મારે તમ સરખું છે કામ. રણછોડ. ૧૭
ઉપકાર માનું તમ તણો જો, આપો બળદ ને વહેલરે;
જાવું દવારકાં છેલે ફેરે, તીકમજીની ટેલ. રણછોડ. ૧૮
પુરવાશી પડોશી કહે ભાઇ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી, ભાઈ ભાગ્ય તારૂં ફરશે. રણછોડ. ૧૯
એવું સાંભળી ઉઠયો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે;
વેલા કરતાં વનમાળીના, મંદીર પાછળ છોડી. રણછોડ. ૨૦
ગુગળી સઉકો હસવા લાગ્યા, કઉતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યા, લેઇ જવાને નાથ. રણછોડ. ૨૧
વેહેલ ને બે બળદ જોતાં, હસે છે મુખ મોડરે;
અરે ભાઈ ભુતળમાં ના મળે, આવી બીજી જોડ. રણછોડ. ૨૨
બોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાતરે;
ઈશ્વર ઇચ્છા કોઈ ના જાણે, કેવું થશે પ્રખ્યાત. રણછોડ. ૨૩
સંધ્યા થઇને સેન કરાવ્યું, રણછોડજીને રંગભેરરે;
અડધી રાતે ઉઠયા પોતે, પ્રિતમે કરી પેર. રણછોડ. ૨૪
તાળાં તોડયાં ભુગળ ભાગી, આવ્યા મંદીર બહારરે;
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર. રણછોડ. ૨૫
જાગ જાગ તું ઝટપટ કરીને, વીઠ્ઠલ કહે વેહેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રીરણછોડ. રણછોડ. ૨૬
ગદ ગદ કંઠે ગળગળતુ બોલે, થર થર ધ્રુજે અંગરે;
ગોવીંદજી હવે શી ગત થાશે, તમો રાખજો રંગ. રણછોડ. ૨૭

બળદ તો બેસે ને ઉઠે, ચાલે નહી લગારરે;
પ્રાતસમે તો પકડશે, મુને મારશે બહુ માર. રણછોડ. ૨૮
જગજીવન જેમ તેમ કરતાં, ઝાંપા સુધી કહાડરે;
હાંકીશ હું પછી હેતે કરીને, માનીશ તારો પાડ. રણછોડ. ૨૯
જેમ તેમ કરતા ઝાંપા સુધી, પાછલી રાતે પહોંચ્યારે;
રાશ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સુતા. રણછોડ. ૩૦
વેગે વહેલ ઉડાડી પોતે, અંત્રીક્ષથી અલબેલેરે;
ઉમરેઠ ને ડાકોરની વચ્ચે, આણીને તે મેલે. રણછોડ. ૩૧
બોડાણાને કહે જગજીવન, જાગી જોને વાટરે;
પ્રાત થયો ઉઠ આળસ મેહેલી, જો આવ્યો કાંઇ ઘાટ. રણછોડ. ૩૨
આંખ ઉઘાડી ઉંચું જોયું, બોડાણે તેણી વારરે;
સામળીયા સીમાડો મારા, ગામ તણો નીરધાર. રણછોડ. ૩૩
અલબેલો ઉતરીયા હેઠે, લીંબ તળે લટકાળોરે;
વિસરામ કીધો વાલાજીએ, થંભીને થાક ટાળ્યો. રણછોડ. ૩૪
લીમડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠું રે;
કર અડકાડી કડવાસ કાહાડી, તે સઉએ નજરે દીઠું. રણછોડ. ૩૫
પતળીજ ત્યાં પગલાં પડયાં, પોતાનાં સાક્ષાતરે;
અઘાપી એંધાણી તેની, સરવે જાણે વાત. રણછોડ. ૩૬
એમ કહી અલબેલો આવ્યા, દડબડ ડાકોર ગામરે;
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા, મને રહેવાને કર ઠામ. રણછોડ. ૩૭
ફણીધર કહે ધામ તજ્યું મેં, તે સઉકોએ જાણ્યુંરે;
મંદીરમાં મુજને નહી દેખે, જ્યારે વહાશે વહાણું. રણછોડ. ૩૮
ધસમસ કરતા ધઈ આવશે, ગુગળી ઘરવાળારે;
સામળીયો કહે મુજને સંતાડી, તું ઝાલી બેશને માળ. રણછો°

ગોમતીમાં ગોવીંદજી પેઠા, વાવ્યમાં વનમાળીરે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દીવસે ચાલી. રણછોડ. ૪૦
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યારે;
બોડાણો ગોરસ થઈ મળવા, ગયા સહુના પહેલા. રણછોડ. ૪૧
આવતામાં આંખ ચડાવી, ગુગળીએ વીકાળીરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભુદરજી ભુપાળ. રણછોડ. ૪૨
બોલ બોલ કહી બરછી મારી, મુર્છાગત તે પડયોરે;
અંગીકાર કરી અલબેલો, હજીએ દીસે ખોડો. રણછોડ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું, તે જુગ મોઝારરે;
એ એધાણે અલએલાજી, સોધી કાડયા નીર બહાર. રણછોડ. ૪૪
એ વચને ત્યાં બળવંત બોલ્યા, હું હવે નહી ત્યાં આવુંરે;
મુજ બરાબર સોનું દઇને, કરો તમે મન ભાવ્યું. રણછોડ. ૪૫
લાલચમાં લપટાયા સર્વે, લોભમાં લલચાયારે;
સરકાર સર્વે પંચ મળીને, ત્રાંસ તીરે લાવ્યા. રણછોડ. ૪૬
સામાસામી લખ્યું લઇને, બોડાણો એક બોલ્યોરે;
એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો. રણછોડ. ૪૭
મહારાજ મુજ પાસ નથી, વાલ કેરી વીંટીરે;
સોનું જોઇએ શામ બરાબર, ચીતમાં ચીંતા પેઠી. રણછોડ. ૪૮
ગોવિંદજી કહે ઘેર જઇને, ગંગાબાઇને પુછોરે;
સવા વાલની વાળી છે તે, લાવો ક્યાં તમે મુંજો. રણછોડ. ૪૯
ઘેર આવીને ગંગાબાઇને, વાત કહી વિસ્તારીરે;
વાળી લઈ વનમાળી તેડે, ગોવીંદની ગત્ય ન્યારી. રણછોડ. ૫૦
તરત લઇને તીરે આવ્યાં, વાળી રાખી પાસરે;
લજા રાખજો લટકાળા, હું ચરણ કમળની દાસ. રણછોડ. ૫૧

વડના ડાળે ત્રાંસ બાંધ્યા, તીકમજીને ભેળ્યારે;
વાળી નમેથી વાલમ કસ્યા, પછે જેજે સઉકો બોલ્યા. રણુછોડ. ૫૨
સખા થઇને જગજીવનને, ગુગળી ગાળો દેછેરે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, ઝેર ઝાઝેરૂં રહે છે. રણુછોડ. ૫૩
બાળપણે તેં મામો માર્યો, મથુરા નગરી માંયરે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જઇએ કયાંય. રણુછોડ. ૫૪
પ્રભુ કહે પાછા ફરો તમે, જાઓ દ્વારકાં મોઝારરે;
સ્વરૂપ મારૂ સેવંત્રીમાં છે, તે કહાડજો બહાર. રણુછોડ. ૫૫
નીરાશ થઈ નીસાસો મુકી, ગુગળી ઘેર પધાર્યારે;
સેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાંતો પધાર્યા. રણુછોડ. ૫૬
સંવત બાર ને બારમાં પ્રભુ, બાકી કશી ન રાખીરે;
દયા કરીને ડાકોરમાં આવ્યા, તે સરવે પુરે સાખી. રણુછોડ. ૫૭
વરસ પાંચસે અગનોતર સુધી, અલબેલે એમ કીધુંરે;
ત્યાં લગી તો ગોમતી તીરે, સઉને દર્શન દીધું. રણુછોડ. ૫૮
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટોરે;
પીતાજીશું પ્રપંચજ કીધો, મનમાં મેલછે ખોટો. રણુછોડ. ૫૯
તેણે મન માન્યું મોહનજીનું, મંદીર તો આદરવુંરે;
જગજીવનને જોગ મેળવવા, પરમેશ્વરનું કરવું. રણુછોડ. ૬૦
કારજ કીધું જાણી, વજીર રતનસીંગ તેડેરે;
મોહનજીનું મંદીર મોટું, કરવું દીવસ થોડે. રણુછોડ. ૬૧
મંદીર કરીને મહારાજને, પધરાવ્યા ત્યાંથી પ્રીતેરે;
સંવત સતર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણુછોડ. ૬૨
માણેકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વૈષ્ણુવ વાજીંત્ર લેઇ, સરવે સમાજે આવે. રણુછોડ.

મોટું મહાતમ જાણીને જન, સરવે દરશણે આવેરે;
ભેટ સામગરી શણગાર સારા, સામળીયાને લાવે. રણછોડ. ૬૪
મેળો મહાભારત થયો, તે મંદીરમાં ન માયરે;
જગજીવનને જોવાને તો, જન ઘણા ત્યાં જાય. રણછોડ. ૬૫
ત્યારે માહારાજે મનસુબો કીધો, મંદીર મોટું કીજેરે;
ઉંચે આશને તમો બેસીને, દરશન સઉને દીજે. રણછોડ. ૬૬
ત્રાંબેકરને તરત કહ્યું, તે ક્ષણ ન લાગી વારરે;
ડાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રહેનાર. રણછોડ. ૬૭
આવીને અલબેલા કેરૂં, આરંભ્યું મંદીરરે;
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર. રણછોડ. ૬૮
કામ કરતાં કસર ન કરશો, પઇસો પુરો પાડુંરે;
ધન તો ધરણીધરનું સરવે, સ્યામ મુસ્તક ગાડું. રણછોડ. ૬૯
પાયામાં તે પત્થર પુર્યા, સીસુ ઢોળ્યું સારરે;
મોહનજીનું મંદીર કીધું, શોભાનો નહી પાર. રણછોડ. ૭૦
મહારાજનું મંદીર થયું, ત્રીજે વરષે તૈયારરે;
પ્રભુજીને પધરાવવા તણો, કીધો છે નીરધાર. રણછોડ. ૭૧
સરવે મળીને સામળીયાની, પાસે આવ્યા પ્રીતેરે;
મહુરત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. રણછોડ. ૭૨
મહુરત જોઇને જોશી કહે છે, મંદીરમાં પધરાવોરે;
મોટું મહુરત આજ દહાડો, ફરી ન આવે આવો. રણછોડ. ૭૩
અલબેલાજીને ઉચકે પણ, ખસે નહી તલ માત્રરે;
વીચારી સહુ વિસ્મે પામ્યા, ગળીયાં સહુનાં ગાત્ર. રણછોડ. ૭૪
શું થાશે સામળીયા મોટું, મંદીર મીથ્યા થાશેરે;
ત્રાંબેકર કહે ટેક રાખજો, લજજા મારી જાશે. રણછોડ. ૭૫

પુન્ય દાન બહુ પેરે કીધાં, પાતળીયા પધરાવ્યારે;
તોયે પણ મોહન ન માને, મોટે મંદીર જાવા. રણછોડ. ૭૬
સાંજ પડીને સહુ કોઇ થાકયા, કાંઇ ન સુજે વાતરે;
અલબેલાને એમ ગમ્યું નહી, હેઠા પડીયા હાથ. રણછોડ. ૭૭
પ્રભુએ પ્રેર્યો પુરવાશી, કોઇ બોલ્યો આવી વાતરે;
જુગજીવનને જોઇએ ભાઇઓ, બોડાણાની જાત. રણછોડ. ૭૮
તેના કુળમાં કોઈ હોય તો, અલેબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી ત્રુઠે. રણછોડ. ૭૯
શોધ કરીને શોધી કહાડયો, કુળ મધેનો કોઇરે;
જોતામાં જુગજીવન કેરૂ, મન રહ્યું છે મોહી. રણછોડ. ૮૦
અલબેલાને અંગે અટકયા, સંગે સઘળો સાથરે;
અંત્રીક્ષથી ઉઠયા અલબેલો, તે કોઈ ના જાણે વાત. રણછોડ. ૮૧
પ્રીત કરી પાતળીઓ લઇને, મોટે મંદીર ચાલ્યોરે;
સીંઘાસન ઉપર સામળીઓ, હરજી હેતે આવ્યા. રણછોડ. ૮૨
સંવત અઢાર અઠાવીશે, પ્રીત કરી પધાર્યારે;
સહુને સુખ આપ્યું સામળીએ, અંગે રંગ વધાર્યા. રણછોડ. ૮૩
બોડાણાનું બરદ જણાવા, વંશ બોલાવ્યા વાહાલેરે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારા આલે. રણછોડ. ૮૪
ડાકોર કીધું દવારકાં, તે ત્રીકમજી તત્કાળરે;
લવ લવ મારી લેખે લખજો, તમે પીતા હું બાળ. રણછોડ. ૮૫
સીંઘાસણની શોભા સારી, આરસનું માંહી કામરે,
મધ્યે મોહન તમો બીરાજો, જોવા સરખું ધામ. રણછોડ. ૮૬
ચરણ કમળનું ચિતવણ કરતાં, ચિંતા ચીતાઓલાયરે;
નેપુર ઝાંઝર ઘુઘરીઓ, અલબેલા લેઉં બલાય. રણછોડ. ૮૭

પીતાંબર પીળુ છે તેની, કસબની છે કોરરે;
જડીત્ર કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘમઘોર. રણછોડ. ૮૮
કસબી વાઘો કનક સરીખો, પટકો પીળો શોભેરે;
લેહેર કસબની કોર ઉપર, અલબેલાને ઓપે. રણછોડ. ૮૯
ચારે હાથે ચતુરભુજને, કટાં ચુનીઓ વાળારે;
સાંકરી અંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં. રણછોડ. ૯૦
આંગળીએ અંગુઠી ઉજવળ, વેઢ અને વીંટીરે;
પુંચી સાંકળાં પાતળીઆને, મુખમાં મોરલી મીઠી. રણછોડ. ૯૧
મોતી માળા ત્રણ ત્રેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોટી માંહે, ચરણે જઇને ચોપે. રણછોડ. ૯૨
સોનાની સાંકળીઓ દોરો, દુગ દુગીઓ માંહી ઝળકેરે;
શંખ ગદા પદ્મ ને ચક્ર, ચારે હાથે ચળકે. રણછોડ ૯૩
ગળેબંધ ગળામાં સોહીએ, કાંને કુંડળ મોતીરે;
જડાવનું તીલક જદુવરને, અખંડ જોત ઉદોતી. રણછોડ. ૯૪
મુગટ મનોહર મહારાજાનો, જુગમાં ન મળે જોડરે;
મધે ચુનીઓ ચળક ઝાઝી, કલકી તોરાનો કોડ. રણછોડ. ૯૫
અદભુત રૂપ અલંકમાં ન આવે, એકરસના શું ભાખુંરે;
અપાર તેનો પાર નથી, હું કેમ કરી ઝાંખું. રણછોડ. ૯૬
જેને જેવો જોઇએ તેને, તેવો એ અલબેલોરે,
ગવાય તેમ ગુણ એના ગાજો, રખે અળગો મેલો. રણછોડ. ૯૭
ધન બોડાણા ધીરજ તારી, બળવંતને તે બાંધ્યોરે;
જોગી મુનીને જે તે દુર્લભ, તે પ્રભુ તુજને બાંધ્યો. રણછોડ. ૯૮
ઠાસરામાં ઠીક નીકળ્યો, પ્રગણામાં પ્રીતેરે;
દુનિયામાં તેં ડંકો કીધો, ડાકોરમાં રહે રંગ રીતે. રણછોડ. ૯૯

ચાર જુગમાં જાણુ થયો, તું બોડાણો બલીહારીરે;
તન મન ધન તે ત્રીકમ ઉપર, સરવે નાંખ્યું વારી. રણુછોડ. ૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે;
અવગુણુનો તો આંક નથી, તમે સામળીયાજી સહેજો. રણુછોડ. ૧૦૧
જો મોહન મનમાં જાણો તો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહ ત્રાહ શરણાગત રાખો, રંગીલા રણુછોડ. રણુછોડ. ૧૦૨
જે જે અવગુણુ જોશો તે પ્રભુ, મુજમાં ભર્યા ભરપુરરે;
આળ કરો તો ઉડી જાવું, જેમ આકડાનું તુર. રણુછોડ. ૧૦૩
સામળીયા તમો સામુ જુઓ, સ્નેહ ધરી શામરે;
મન ફેરવો મોહન મારૂ, સેજે થાએ કામ. રણુછોડ. ૧૦૪
ચરણુ કમળમાં ચીત્તડુ મારૂં, તાણીને તમો રાખોરે;
ધણી થઇ ગીરધારી મુજને, તરછોડી ના નાંખો. રણુછોડ. ૧૦૫
બેઉ કર જોડી ચરણે લાગુ, સો સો કરૂં સલામરે;
રણુછોડને તમે રાખ્યા રશીયા, ખાના જાત ગુલામ. રણુછોડ. ૧૦૬
રાય રણુછોડનો ગરબો, જે કોઇ ગાશે પુરણુ પ્રીતેરે;
તે ઉપર રીજે રંગીલો, રસ બસ થઈ રંગ રીતે. રણુછોડ. ૧૦૭
સહુ મળીને સાંભળજો ભાઈ, કહું છું વારંવારરે;
ભુલ્યું ચુક્યું માફ કરજો, કરતા છે કીરતાર. રણુછોડ. ૧૦૮
સંવત અઢાર અગનોતરો, આઠમ આસો માસરે;
કૃષ્ણુ પક્ષને રવીવારે, ગુણુ ગાય છે રણુછોડદાસ. રણુછોડ. ૧૦૯

---

## ગરબી.

મારી બાઈજી છે મનમાન, સમ હું ખાઇશરે;
મારી નણુદલને નહી ગમે તો, મહીયર જાઇશરે.

બાઇજી બુધ વિના મેં, માળા ટોડલીએ ભરાવીરે;
ઘેલી થઇ ઘર કામજ લાગ્યું, વળતી વિગત ન આવી. સમ. ૧
સુ સમરી આકાશે આવી, ગગને ઘોર લઇ ચાલી;
વંદ્રાવનમાં ગઉ ચરાવતાં, નંદલાલ છે આલી. સમ. ૨
અમે વહુવારૂં નાનાં માટે, બોલતાં મુખ બીજેરે;
મોહનનું મુખ મીઠું કરાવી, માળા માગી લેજે. સમ. ૩
પેરે પેરે પુછી જોજોને, બોલ્યું ન પડે બહારરે;
રામક્રશ્ન પ્રભુ રંગનો રશીયો, સઉની લે સંભાળ. સમ. ૪

## ગરબી.

ત્યારે નણુદલ બોલી વાત, સમ શા ખાશોરે;
જ્યારે આવશે મારો ભ્રાત, સાચા થાશોરે.
કેહેવાદે મારા ભાઇને, એને કાનુડો બહુ વ્હાલોરે;
મોહનને કાજે રૂડા દીસો છો, માળ અમારી ઘાલો. સમ. ૧
કે દહાડાનું કરણ ફુલ, તે ક્યાંય આવી વીસારીરે;
તે મેં કહાનને કાને દીઠું, સાખ્ય છે સૈયર મારી. સમ. ૨
હરિને નીત્ય પ્રિતે નિરખ્યા વિન, વહુને અન્ન ન ભાવેરે;
સામળીયો સાએલો થઈ, વહુજી માટે આવે. સમ. ૩
વહુને અતી ઘણો વ્હાલો છે, સામળીઓ શામ વરણુરે;
રામ ક્રષ્ણ પ્રભુ રંગનો રશીઓ, મથુરાનો ભગવાન. સમ. ૪

## ભાગ ૫ મો સમાપ્ત.

# ભાગ ૬ ઠો.

## સ્ત્રી કર્તવ્ય.

( નવીન શું વર્ણવુંરે હું નિત્યે તારી પાસ—એ લય. )

સખી શીખ સાધીએ રે, મળી સર્વે સંઘાત;
શામળીઆને સતિઓ સાથે, મુકી તન મન ધનરી.
પ્રેમ પાત્રમાં પતિવ્રત મુકી, રમે યુવન વનરી;
સદગુણ સુશીલ નાથ છે, ભજવવા ઈશ સમાન;
અન્ય પુરૂષ સૌ ભ્રાત છે, ધરવું એવું ધ્યાન. સખી.

ક્ષમા શાન્તી શિલ ભુષણ ધારી, ભજવા પતિનેરી;
દયા, આદ્ર શુદ્ધ વર્તન સાચું, શીક્ષણ સતિ નેરી.
અજબ પ્રીતિ રસ પાત્રથી, ઝીલે પતિનો પ્રેમ;
નવન યૌવન મદ શાન્તવે, સતિ પતિવ્રતનો નેમ. સખી.

ક્રોધ, લોભ, દુઃખનું મુળ કારણ, ત્યજવાં ધારીરી,
શીયળ સાચું સતીનું છે, તે અંતર ઉતારીરી;
સપ્ત દ્વિપ નવખંડ સહ, ચૌદ લોક પ્રમાણ,
સતિત્વ સમુ પારખું, તિમર સંહારક ભાણ. સખી.

અહમ ત્યમ સૌ દાબી જગમાં, પતિએ શમાવુંરી;
ભર ભ્રમણથી છુટા થાતાં, પછી ન ભમાવુંરી;
સાચો મંત્રજ સાચવી, સાધે રૂડી પેર;
લક્ષણ અંતર પ્રગટતાં, થાતી લીલા લે'ર. સખી.

# પતિ તેજ પરમાત્મા છે.

## ગરબો.

મારા સમ પ્રીતમજી વહાલા, શુદ્ધ પીયુષ રસ પાઓરે,
શામળીયાજી જપતી માળા, અધિક હવે નવ તાવોરે;
રસીક ! રસીકા રસમાં ઝુલી, કર ગ્રહી સ્નેહ બતાવોરે. મારા.

ભર યુવનના બાગમાં, લુંટે રતી પતિ ચોર;
પ્રેમ પીછોડી પાથરી, થયું શુન્ય ઘરઘોર.

અલબેલીના નૌતમ બેલી, નટવર નાર બચાવોરે;
ભુજ પદ્મ દ્વય બેડી હ્રદયે, પેહેરીને પહેરાવોરે. મારા.

નવીન ભુમીના રંગ તો, નવીન દેખાય;
નવીન પ્રવેશક પેસતાં, નવીન નાટક ભજવાય.

કમળ વદન સુખ સદન પીયુ મમ, પ્રીત નયન ચમકાવોરે;
અનહદ અવનવી શાન્તિ સઘળે, રોમ રોમ પ્રગટાવોરે. મારા.

યૌવન ઝાડી વાડીમાં, નીકળે અંગ રૂધિર;
પાલત્ર જ્યાં દુર થાય ત્યાં, શું સતિ રાખે ધીર.

રસ વેલીના રસીક રમણજી, શાને હવે અકળાવોરે;
પ્રીતિ અમૃત પાવા પીવા, દો-લ્યો-અંતર લ્હાવોરે. મારા.

ઝબકારા જોબન તણા, પ્રગટે આ મુજ કાય;
કરૂં પ્રયત્ન હું સાંખવા, પણ તે નવ જીર્વાય.

મારા સમ મોહનજી વા'લા, સત્વર સતિ કર સ્હાવોરે;
નણદલજીના વીરા પ્યારા, વિયોગે નવ હંફાવોરે. મારા.

---

## કજોડાવાળી સ્ત્રીના વિલાપ વિશે ગરબી.

( અલબેલી અંબે માત જોવાને જઇએ–એ રાગ. )

બળ્યો બળ્યો આ અવતાર, દુઃખ મુજને ઝાઝું;
મારો સ્વામી છે નાનું બાળ, નીત્ય દેખી દાઝું. ટેક.
નવ વરસનો નાવ છે મારે, હું છું જોબન વેશરે;
સોળ વરસની ઉમર મારી, તેથી થાય કલેશ. દુઃખ. ૧
પાપી પીતાને શું હવે જાચ્યું, કાંઈ ન રાખ્યું ભાનરે;
કુલીન ઘરનો વર જોઇ, મને કીધું કન્યાદાન. દુઃખ. ૨
બાળપણામાં ઝેરથી મુજને, મારી હોત તો સારૂંરે;
આ અવસર નહી બળતે, આવું કુણુ કલેજું મારૂં. દુઃખ. ૩
બાળક અણસમજુ પતિ મારો, દેખી દીલ બહુ દાઝેરે;
દુઃખ રૂદેનું કેહેતાં આજે, મન મારૂં બહુ લાજે. દુઃખ. ૪
પોહોર દીવસ ચડે પોહોડીને, દાતણ પાણી ન કરતોરે;
રોતો રોતો મા પાસે જઇ, પેટ પોતાનું ભરતો. દુઃખ. ૫
ખાતો ખાતો પેસાબ કરતો, મા તેની કળકળતીરે;
ભાન શરીરનું લેશ નહી તેને, તેથી હું નિત બળતી. દુઃખ. ૬
આ કરતાં પીયુ હોત નહી તો, માનત મનથી સારૂંરે;
દેખીને દાઝે છે આજે, કુણુ કલેજું મારૂં. દુઃખ. ૭
અધુરામાં પુરો મુજને, કામ ઘણું દુઃખ દેછેરે;
જાર કરમ કરવાથી મુજને, બીક ઘણી મન રહે છે. દુઃખ. ૮
સમજણો કદી હોય પીયુ, તો લોકમાં નવ નીંદાયરે;
પર પુરૂષનો ગર્ભ રહેતો, મારી ફજેતી થાય. દુઃખ. ૯
શોખિલા નર જોઇને મારૂં, મન ઘણું અકળાયરે;
કામદેવના તાપે કરી મારૂં, શરીર નીત્ય સુકાય. દુઃખ. ૧૦

મેશરાશી કહે છે મુખથી, કોઇ કજોડું ન જોશોરે;
દુઃખ પુત્રનું દેખી અંતે, પોકે પોકે રોશો. દુઃખ. ૧૧

## ગરબી.

સુણ ચતુરસુજાણ, પરનારીની પ્રિત કદી ના કીજીએ.
જેને પ્રિત કરી પરનાર તણી, તેને હૈડે રૂંધણુ હોય ઘણી;
એણે કુળની લજ્જા કાંઇ નારે ગણી. સુણ૦ ૧

તમે પહેલા મળશો દુતીને, તારૂ સરવશ લેશે ધુતીને;
પછી રેહેશો આગ ભભુતિને. સુણ૦ ૨
તમે બેઠા મુછો મરડીને, કાળજુ ખાશે કરડીને;
નહી મુકે માંસ આંતરડીને. સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂં સરવે લેશે વાઇને;
તને કરશે ખોખું ખાઇને. સુણ૦ ૪
પ્રિતમના સ્વામી છો પ્યારા, તમને ગોપીઓ કરે કાલાવાલા;
તમે દર્શન દોની મોરલીવાળા. સુણ૦ ૫

## ગરબી.

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવો,
હું તો તલસુ તમારે કાજ, હશીને બોલાવો.
વીલંબ ન કરશો વીઠલા, આવો અમ ઘેર આજ;
પેર પેરનાં પકવાન પડાવું, ત્રિકમ તારે કાજ. મારા૦ ૧
મનમાં હતું જે માવજી, મુખથી કેમ કહેવાય;
આવી શકો તો આવજો, મારૂં જોતામાં જોબન જાય. મારા૦ ૨
આ જોને આંગણીયે ઉભા, રંગીલા રણછોડ;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનડાના કોડ. મારા૦ ૩

## ગરબી.

જેને પીયુડો તે પરઘેર જાય, સખિ શું કરીએ;
અમથી એકલડાં ન રહેવાય, વીજોગે મરીએ. ટેક.
રૂપ જોવંતાં રશાયો રૂડો, પરાણે કરે છે પ્રીત;
અણુ તેડયો આંગણીએ આવે, એવી તો એની રીત. સખિ. ૧
બોલાવ્યો બોલે નહી, કોને કહીએ પેર;
શેરડીએ સામો મળેરે, વ્હાલો નીચાં તે ઢાળે નેણ. સખિ. ૨
છળભેદમાં છાનો રમે, અમને વાયદે વાય;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, વા’લો અર્થ પડે ઓળખાય. સખિ. ૩

## ગરબી.

જાવ જુઠા કહાન, જાઓજી જાણ્યા;
એવા ધુતારાના ઢંગ, પરઘેર માણ્યા. ટેક.
વાટ જોતાં રજની વીતી, આવ્યા ઉગમતે સુર;
કામનગારા કહાનજી વાલે, અમને વીસર્યા છે દુર. જાવ૦ ૧
પરનારીં શું પ્રિતડી, કિધે ઠામો ઠામ;
અહી આવીને શું કરેરે, જેનો ઘેર ઘેર હોય વીશરામ. જાવ૦ ૨
કોઇ મંદીરમાં કાહાનજી કીધી લીલા લેહેર;
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, મેં તો જાણી તમારી પેર.
જાવોજી જાણ્યા૦ ૩

## ગરબી.

મને કૃષ્ણ જોયાના કોડ, સહીયર ચાલોને;
ઉમીયાજીને લાગુ પાય, હરિવર આલોને. ટેક.
દેરે દેરે દીવા કરૂં, પુજું શંકર દેવ;
સામળીયો વર પામવા, હુંતો કરૂ શંભુની સેવ. સહી૦ ૧

ગોકુળની ગોવાલણીરે, હીંડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યો, એનું મુખડું છે લાલ ગુલાલ. સહી૦ ૨
સાસુ મારી જશોમતીરે, સસરો શ્રી નંદલાલ;
કંથ કોડીલા કહાનજી, મારૂં સાસરૂ ગોકુળ ગામ. સહી૦ ૩
કાળંદરીને કાંઠડે, નહાતા નીરમળ નીર;
વસ્ત્ર વીઠલો હરી ગયો, હુંતો સેણે ઢાંકુ શરીર. સહી૦ ૪
ગાય શીખે ને સાંભળે, રાણી રાધાજીનો રાસ;
નરનારી વઇકુંઠ પામશેરે, ગાય નરસઇયો દાસ. સહી૦ ૫

## ગરબી.

તારી મોરલીએ મહારાજ, મન હરી લીધાંરે;
મારી ગઈ છે શુદ્ધને શાન, કામણ કીધાં. ટેક.
સાંભળતામાં શુદ્ધબુદ્ધ ભૂલી, ને તન મન વ્યાકુળ થાય;
પુરપતી પરવાર સઉકો, મને મંદીર ખાવા ધાય. મન. ૧
અંતરમાં વાકુળ થાયરે, વીસરી ભોજન પાન;
અવળાં આ ભુષણ પહેરીયાં, મેંતો નેપુર ઘાલ્યાં કાન. મન. ૨
સેંથે તે કાજળ પુરીયા, નયણે સીંદુર રેખ;
એક એકથી ઉતાવળી, નીસરી આવી તે દેખાદેખ. મન. ૩
સનમુખ આવી ઉભા રહ્યા, નયણે નીરખ્યા નાથ;
લક્ષ્મણના સ્વામી સંગે રમતાં, મેંતો હરખે જોડાયા હાથ. મન. ૪

## ગરબી.

ત્યારે બોલ્યા હળધર વીર, અહીં શીદ આવી;
તને કોને દીધો સાદ, બુદ્ધિ ગમાવી. ટેક.
એની વેળા અરધી રાતે, કોને શું છે કાજ;
નિર્લજ થઇને નીસરીયાં તમે, ખોઇ તે કુળની લાજ. અહીં. ૧

દેવ તણી મરજાદા લોપીને, ન ગણો સઉ સંસાર;
પણ ખોય પતિવ્રત તણુંરે, તુંતો તજી ભરથાર. અહીં. ૨
હું જાણું છું વંન જગાએ, આવ્યા સઉ નીરધાર;
બનશીરે બટની કુસુમ કળીપર, ભમરો કરેરે ગુંજાર. અહીં. ૩
વન જોયું ને ઘેર પધારો, સ્વામી તમારી આશ;
લક્ષ્મણના સ્વામીનાં વચન સુણીને, ગોપી થાયરે નિરાશ. અહીં. ૪

## ગરબી.

ત્યારે બોલ્યાં ગોપીજન, હવે કયાં જઇએરે;
તમે સારો અમારી આશ, એમ કહીએરે. ટેક.
માતા પીતાનું કહ્યું ન માન્યું, ન ગણ્યો ભરથાર;
તમો વિના અમને કાંઈ નવ ગમે, સુનો લાગે સઉ સંસાર. હવે. ૧
સ્મરણ કરોને મારી સાથે, રૂડું વંદ્રાવન;
ના કહેશો તે નિશ્ચયે ડગશે, તમ આગળ અમારૂં તન. હવે. ૨
આશ ભર્યાં અમે આવીયાંરે, રમવાને તમો સાથ;
તેડીને તરછોડીયાંરે, તેતો ન ઘટે તમને નાથ. હવે. ૩
અંતર પ્રીત જોઇ અલબેલાને, હસીને ભીડી બાથ;
લક્ષ્મણના સ્વામીએ રાસ રમાડયાં, શરદ પુનમની રાત. હવે. ૪

## ગરબી.

શ્રી વંદ્રાવન મોજાર, રાસ મહી મહાલેરે;
સઉ કનક મણીના થંભ, ઠમકે ચાલેરે.
ઘુઘરી ઘમકે ને નેપુર ઠમકે, ઝાંઝરનો ઝમકાર;
કંઠે પરસ્પર બાવડીરે, થેઈ થેઇ કરે સઉ નાર. રાસ. ૧
આલીંગન ઉપર લ્યો ચુંબન, આનંદ ઓછવ થાય;
સામળીયા શું રંગભેર રમતાં, ઉલટ અંગ ન માય. રાસ. ૨

વીઠલને વશ કરવા કાજે, હળવે કરતી આળ;
નેણુ કટાક્ષ નેણુ જોતી, ગોપી દેતી પરસ્પર તાળ. રાસ. ૩
શુદ્ધ ન રહી શરીરની ને, રજના કીધી ખટ માસ;
લક્ષ્મણના સ્વામીની સંગે રમતાં, ગોપી કરતી હાશ વિલાસ. રાસ. ૪

## ગરબી.

સમી સંધ્યાએ અમો સાંચર્યાંરે, જુમનાની તીરે હાં.
દુરલભ દરશન દીજીએ, વાલા શ્યામ શરીર. હાં. ૧
ગોવાળીયાની સાથ વ્રજમાં, હરી રમતા દીઠા. હાં. ૨
અંતે ગઇને ગભરાઇ પડી, અતી લાગો મીઠા. હાં. ૩
સહુ સખી ટોળે મળી, ગત મત ખોઈ. હાં. ૪
શ્રી વલ્લભ પ્રભુ પાતળા, મારગડે મળતાં. હાં. ૫

## ગરબી.

સમી સંધ્યાએ પાણી સાંચયા, જુમના જળ ભરવા;
વાટે મળ્યા વરણાગીયા, મારાં દુખડાં હરવા.
મેં પુછ્યું મન ભાવતું, છબીલા વારૂ. હાં. ૧
સારા છીએ અમે સુંદરી, આશીશ તમારૂં. હાં. ૨
કોઈ દીન ઘેર આવો નહી, જાતાં ને વળતાં. હાં. ૩
શ્રી વલ્લભ પ્રભુ પાતળા, મારગડે મળતાં. હાં. ૪

## ગરબી.

ઉભલા તે રહેજો કહાનજી, જુમનાને આરે;
જળ ભરવાને અમે આવશું, વારેને વારે.
ચોદશ ધેન ચરાવજો, અમે નીર ભરીશું;
આંખ પાંખના નેણુમાં, અમે પુરણ ઠરીશું.

હરી મુજને વહાલા ઘણારે, હુ હરીને વહાલી;
શ્રી વલ્લભ પ્રભુ પાતળા, ઘેર આવો ચાલી.

## ગરબી.

મરકલડા કરે માનની, કાંઈ વાયક ભાશે;
રાધાજી તે ચમકે ચાલીયાં, ઘણો રંગ રાચે. હાં.
સામગ્રી સરવે જોઈ કરી, થઇ લાલચ ઘેલી. હાં.
શાક પાક સુંદર કરીને, થાળ આગળ મેલી. હાં.
જમવાની શી જુગતી બની, શીર વેણી છુટી. હાં.
ધાઇને આવ્યા કાનજીરે, હું તો જમતાં ઉઠી. હાં.
લાખેણીની ચાલનો, લાખેણો લટકો. હાં.
શ્રી વલ્લભ પ્રભુ પાતળા, મારા ચીતમાં અટકો. હાં.

## ગરબી.

હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ,
હાંરે મને લેહે લગાડી રંગ રશીએરે ચાલો ડાકોરમાં. ૧
હાંરે પ્રભાતને પહોર નોબત વાજે,
હાંરે અમે દરશન કરવા જઇએરે. ચાલો ડાકોરમાં. ૨
હાંરે લટપટી વાઘ કેશરીયા વાધા,
હાંરે કાને કુંડળ સોઇએરે. ચાલો ડાકોરમાં. ૩
હાંરે પીળા પીતાંબર જરકશી જામા,
હાંરે મોતી માળા સોઇએરે. ચાલો ડાકોરમાં. ૪
હાંરે ચંદ્ર બદન અણીઆળી આંખ્યો,
હાંરે સુંદર મુખડું સોઇએરે. ચાલો ડાકોરમાં. ૫
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે,
હાંરે મન મોહ્યું મોરલીએરે. ચાલો ડાકોરમાં. ૬

હાંરે મીરાંબાંઇ કહે પ્રભુ ગીરધર નાગર,
હાંરે અંગોઅંગ જય મળીએરે. ચાલો ડાકોરમાં. ૭

ગરબી.

હાંરે લટકારા ગીરીવરધારી,
હાંરે મને મારી છે નેન કટારીરે, લટકાળો ગીરીવરધારી. ટેક
હાંરે આજ મળ્યા વાલો જુમનાની તીરે;
હાંરે એની રૂપ રસીક છબી ન્યારીરે. લટકાળો. ૨
હાંરે સામળીએ કહ્યું સાનમાંરે,
હાંરે મારા પ્રાણ થકી ઘણી પ્યારીરે. લટકાળો. ૩
હાંરે હરીભટના હરી કર્યુંરે કામણ,
હાંરે મારી શુદ્ધબુદ્ધ સરવે વીસારીરે. લટકાળો. ૪

ગરબી.

હાંરે મારા સમ કાલે મરજો.
હાંરે પેહલું વચન બોલ્યા તે હરી પળજોરે. મારા. ૨
હાંરે રસ્તે આળ ન કરીએરે વહાલા,
હાંરે મારી સાચી વાત સાંભળજોરે. મારા. ૩
હાંરે પેલા લોકોના ડરાવ્યા નવ ડરજો,
હાંરે વચન આપ્યું તે પરજોરે. મારા. ૪
હાંરે હરી ભટના હરી છો હજું કાચા;
હાંરે તે માટે પાછા વળજોરે. મારા. ૫

ગરબી.

હાંરે ચાલો ચાલો ચતુર કાંઇ લાજો,
હાંરે તમે આવી અમને શું બાજોરે. ચાલો. ૧
હાંરે વળગ્યા જોઇ ન કરો વહાલા,
હાંરે તમે આવી અમને શું બાજોરે. ચાલો. ૨

હાંરે દેખે હરીજન થાઓ સમજણા,
હાંરે અમે લાજીએ ને તમે ગાજોરે. ચાલો. ૩
હાંરે હરી ભટના હરીને કરીએ ટુંકારા,
હાંરે માટે હેત ઘણેરાં અમને છાજેરે. ચાલો. ૪

## ગરબી.

હાંરે જુમનાની તીરે મારો વહાલો,
હાંરે જીવણુને જોવા ચાલોરે. જુમનાની. ૧
હાંરે જુમનાની નીરે તીરે વહાલો ધેન ચરાવે,
હાંરે મોરલી બજાવે નંદલાલોરે. જુમનાની. ૨
હાંરે ઘણે દહાડે ઘેર આવ્યા નહીરે જવા દઉં,
હાંરે માટે મનખા દેહનો લાવોરે. જુમનાની. ૩
હાંરે હરી ભટના હરી છો રંગરસીયા;
હાંરે માટે ઘેરીને ઘરમાં ચાલોરે. જુમનાની. ૪

## ગરબી.

કહેવા દેને કહાંન તારી માને કહેવા દેને કહાન,
વહાણુાનો લઢવાડ વડે છે, રવી ઉગતે ભાણુ. તારી. ૧
બીવશાવો તે બીજી નારીને, ખરૂં લોહડું ને આરસપાણુ. તારી. ૨
વંદ્રાવનની કુંજગલીમાં, હલકું પીપળીયાનું પાન. તારી. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, વળ્યાં અમારાં વાન. તારી. ૪

## ગરબી.

કહાન માગ્યો દો, જસોદાજી કહાન માગ્યો દો. ટેક.
આજની રજની રંગભેર રમતાં, પરભાતે પાછો લ્યો. જ. ૨
ફલ્લાં કાંબી અણુવટ બીછવાં, હાર હઇયાનો લ્યો. જ. ૨

હસ્તીને ઘોડા માલ ખજાના, વહેલ સજુતી લ્યો. જ. ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચીત્ત ધરો. જ. ૪

### ગરબી.

લીધું રે લટકે મારૂં મન લીધું રે લટકે. ટેક.
વંદ્રા તે વનમાં વેણુ વગાડે, વાંસતણે કટકે. મા. ૧
ગીતી ભાગ કર્યા ગીરધારી, અમને માર્યા છે ઝટકે. મા. ૨
પટ પીતાંબર હરીએ પહેર્યા, મોહી હું તો પીપુડે પટકે. મા. ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચીત અટકે. મા. ૪

---

## લગ્નમાં ગવાતાં ગીતો.

### ગીત ૧ લું. કંકોત્રી.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બેન;
વીરા વેહેલા આવજો.
દેવ દુંદાળાને લાવજો, એ પારવતીનો પુત્ર, વીરા०
શ્રી કૃષ્ણ બળદેવ બે બાંધવા, પવિત્ર પિતા વાસુદેવ. વીરા०
પાંચ પાંડવ દાસ તે તમતણા, હરનીશ જપે તમારૂં નામ.
વીરા વહેલા આવજો.
જક્તજનેતા દેવકી ને રોયણી, અંજણાદેવી તમારાં માત,
વીરા વહેલા આવજો.
ભત્રીજા ભલા મન ભાવતા, તમ આવે થશે સુખ ચેન,
વીરા વહેલા આવજો.
રાણી રૂકમણીનેરે રેવતી, સતભામાનેરે જાંબુવંતી;
વીરા વહેલા આવજો.

ભીડભંજન તમારી ભાભીએ, સોળ સહસ્ત્ર એકસોને આઠ;
વીરા વહેલા આવજો.
કંથ જેઠ દિયરીઆને કોડ ઘણી, ભાઇ ભવતારણુ ભગવાન;
વીરા વહેલા આવજો.
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉત્તમ વરણુ અનેક;
વીરા વહેલા આવજો.
વેદ વાંચતાં વિપ્રને લાવજો, બીજો સર્વે કુટુંબ પરિવાર.
વીરા વહેલા આવજો.
થોડું લખ્યું ઘણું કરી માનજો, પ્રભુ નોધારાનો આધાર.
વીરા વહેલા આવજો.
પ્રતિદ્રષ્ટેરે વે'લા પધારજો, શેષનાગ ન પામે પાર.
વીરા વહેલા આવજો.

---

### ગીત ૨ જું. જાગનાં.

વાડીમાં રેલછેલ મોગરો,
મને આપોરે માતારે કોદાળી,
હુંતો મોગરો રોપવા જાઉંરે રનાદેવ. વાડીમાં.
મને આપોરે માતારે ઘડુલો,
હુંતો મોગરો સીંચવા જાઉંરે રનાદેવ. વાડીમાં.
મને આપોરે માતારે ટોપલી,
હુંતો મોગરો વેડવા જાઉંરે રનાદેવ. વાડીમાં.

### ગીત ૩ જું.

પાને ફુલ ભરાવી છે છાબ તો, અગર ચંદનના ભર્યા ઓરડારે.
જગાડોરે વહુ નવીવહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે.

આરતી અવસરે હોયરે રનાદેવ, પેહેલડા પહોરની આરતીરે;
વાને ફુલે ભરાવી છે છાબતો, અગર ચંદનના ભર્યા ઓરડારે.
જમાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે;
આરતી અવસરે હોયરે રનાદેવ, બીજા પહોરની આરતીરે.
પાન ફુલે ભરાવી છે છાબતો, અગર ચંદનના ભર્યા ઓરડારે;
જગાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે.
આરતી અવશરે હોયરે રનાદેવ, ત્રીસરા પહોરની આરતીરે;
પાન ફુલે ભરાવી છે છાબતો, અગર ચંદનના ભર્યા ઓરડારે.
જગાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે;
આરતી અવસરે હોયરે રનાદેવ, ચોથલા પહોરની આરતીરે.

## ગીત ૪ થું.

ડુંગર ઉપર ઉગ્યા વાંસ, એરે વાંસનો વીજણલોરે ઘડીયો.
માણેક મોતીને હીરલે જડીઓ, એરે વીજણલો આદીત ઢળીયો.
હરખ્યારે આદીત પુછેરે વાત, કહો રાણી રાંદેલ કયાં હોડયા ધાટ.
નથુભાઇને ઘેર જગીયારે જાગ, નવી વહુએ ઓરડા ઘાટ.
ઘાટ હોરાડીને લાગ્યા પાય, ભલેરે પધાર્યા રાણી રાંદેલ માય.
ઉઠયાંરે રાંદેલ દેરે આશીશ, જીવો નથુભાઇ ક્રોડ ભવીશ.
કરોડ તે ઉતર હોયરે પંચાસ, આશાપુરીરે એનાં કુટુંબ પરિવાર.

## ગીત ૫ મું.

મારેરે આંગણે કુઇરે ખણાવો, ઘુટણ સમાણાં પાણીરે રનાદેવ.
ઘાટડીયાળાં નાવારે બેઠાં, આકિતની ઘરનારરે રનાદેવ.
સોઈ રંગ તોઇ રંગ લાલ કસુંબો, મથુરામાં મોંઘો વેચાયરે રનાદેવ.
કેળાં કાતરીયાં ને આંબા પાતળીયા, ખડમુચ્યાં છોલાયરે રનાદેવ.

મારેરે આંગણે કુઇરે ખણાવો, ઘુંટણ સમાણું પાણીરે રનાદેવ.
ઘાટડીયાળાં નાવારે બેઠાં, નથુભાઇની ધરનારરે, રનાદેવ.
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો, મથુરામાં મોઘો વેચાયરે રનાદેવ.
કેળાં કાતળીયાં ને આંબા પાતળીયાં, ખડખુચાં છોલાયરે. રનાદેવ.

## ગીત ૬ હું.

પેલોરે પોઠી કંકુએ ભરીયો,
જઈ રાણી રાંદેલ આગળ ધરીયો;
માવડીઓ ભાગોને મેણુલાંરે.
હું વણઝારી, દાસી તમારી,
નવલાખ પોઠી એકલડી હંકારૂ માવડી,
બીજોરે પોઠી શ્રીફળે ભરીયો;
જઈ રાણી રાંદેલે આગળ ધરીયો, માવડી હું વના ન મા.
ત્રીજોરે પોઠી ખારેકે ભરીયો,
જઈ રાણી રાંદેલ આગળ ધરીયો માવડી, હું વના ન મા.
ચોથોરે પોઠી, ફોફરે ભરીયો;
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો, માવડી, હું વના ન મા.
વેચી ન જાણું, સાટી ન જાણું,
નવ લાખ પોઠી એકલડી હંકારૂં.

## ગીત ૭ મું.

સમીરે સંધ્યાએ નીસર્યા દેવ કયાં જઇ વસશો. ૧
વસીશું તે આંબા આંબલી, વસીશું સરોવરની પાળે. ૨
વસીશું તે નથુભાઇને ઓરડે, જે મીઠા બોલી નાર. ૩
મીઠાં બોલે ને મન હશે, વળી લાગે છે પાયે. ૪

પાયે લાગીને શું માગીયાં માગ્યાં ધણીઓનાં રાજ. ૫
અખંડ હેવાતન ધાટડી, માગ્યાં પુત્ર પરિવાર. ૬

## ગીત ૮ મું.

રાંદેલ માને સ્હરોયે શોભતો, રાંદેલ પુજા કોણે કરીરે. ૧
નથુભાઇને ઘેર નવી વહુ તો, રાંદેલ પુજા કોણે કરીરે. ૨

## માંડવીનું ગીત ૯ મું.

મારો માંડવો મોગરે છાયાને નેત્ર ઓછાડીઓરે,
મારે માંડવે કેરાનો થંભ આ શો રૂડો માંડવોરે.
મારે માંડવે કોણુ કોણુ આવ્યું કોણુ કોણુ આવશેરે.
હુંતો જોઉં મારા ફીયા ભાઇની વાટ જેને આવે રંગ રહેશેરે.
મારે માંડવે મોતીલાલ આવ્યા હરીલાલ આવશેરે,
હુંતો જોઉં મારા માણેકલાલની વાટ જેને આવે રંગ રહેશેરે.
મારે માંડવે કેઇ વહુ આવ્યાં કઇ વહુ આવશેરે;
હુંતો જોઉં મારી કેઇ વહુની વાટ જેને આવે રંગ રહેશેરે.
મારે માંડવે અંબા વહુ આવ્યાં જીવકોર વહુ આવશેરે,
હુંતો જોઉં મારી ઇચ્છા વહુની વાટ એને આવે રંગ રહેશેરે.

## ગીત ૧૦ મું.

ઉંચા મંડપ મોગર રચાવો, મેંતો કોડે પગરણુ માંડીઆરે,
મંડપ ઉપર જાજમો પથરાવો, મેંતો કોડે પગરણુ માંડીઆરે.
જાજમ ઉપર બાજઠીયા ઢળાવો, મેંતો કોડે પગરણુ માંડીઆરે;
બાજઠ ઉપર બાજીઓ ઢળાવો. મેંતો કોડે પગરણુ માંડીઆરે.
બાજી ઉપર પરવળીના પાસા, મેંતો કોડે પગરણુ માંડીઆરે,
રમશે રમશે રાજપીપળાના રાજા, મેંતો કોડે પગરણુ માંડીઆરે;
સામા રમશે નાનાભાઈ દેસાઈ, મેંતો કોડે પગરણુ માંડીઆરે.

હાર્યા હાર્યા રાજપીંપળાના રાજા, મેંતો કોડે પગરણ માંડીઆરે,
જીત્યા જીત્યા નાનાભાઇ દેશાઇ, મેંતો કોડે પગરણ માંડીઆરે.
જીત્યા ઉપર નોબતો વગડાવો, મેંતો કોડે પગરણ માંડીઆરે,
હાર્યા ઉપર ગધેડા ભુકાવો, મેંતો કોડે પગરણ માંડીઆરે.

## ગીત ૧૧ મું.

સુરજ ઉગ્યોરે કેવડીયાની ફૂણસે કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
સુતા જાગોરે વાસુદેવના નંદ કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
તમ જાગેરે જાગે સહુ દેવ કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
લેજો લેજોરે પીતળનો લોટો કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે તુળસીને ક્યારે કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
મુખ લેજોરે પામરીઆના છેડે કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
નામ લેજોરે શ્રીરામનું નામ કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
સુરજ ઉગ્યોરે કેવડીયાની ફૂણસે કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
સુતા જાગોરે પારવતી વહુના કંથ કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
તમ જાગેરે જાગે સહુ લોક કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
લેજો લેજોરે અધવાના લોટા કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે ઉકરડાની ટોચ કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
મુખ લોજોરે મશોતાને છેડે કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
નામ લેજોરે તમારા બાપનું નામ કે, વ્હાણેલાં ભલે વાયાંરે.

## ગીત ૧૨ મું.

આવો માણસ બેસો બેસણેરે.
કહો તમારી વાડીયોનાં મુલ, માળણ રાણી એમ ભણેરે.
લાખે બે લાખે મારો મોગરોરે,
અધ લાખે ચાંપલીઆનો છોડ. માળણ રાણી.

લાખ ખરચીને લોને લાલજીરે,
લાડકડારે મુજીયાજીને કાજ. માળણુ રાણી.

## ગીત ૧૩ મું.

હાલ લીલુડા વાંસ વડાવો, તેની રતન ટોપલીઓ ઘડાવો.
ટોપલી મોતીલાલના હાથમાં આપો;
મોતીલાલ ધાંચો થઇ ઘેર આવે,
મારી ગંગાબ્હેનને ન ભાવે.
સ્વામી કયાં લાગી આવડી વાર,
ગોરી તારે મૈયર પગરણુ માંડયાં.
પાછલી રાતનાં દળણાં દળાવ્યાં,
પરોઢિયામાં પાણી ભરાવ્યાં;
વહાણે વાએ વાસીદાં વળાવ્યાં,
ખરે બપોરે બણુગાં ફુંકાવ્યાં.

## ગીત ૧૪ મું.

ઉગતા સુરજની રજ ખરીરે,
એનીરે રજેરે કંઇ શ્રીકૃષ્ણુ ઘડીયારે;
અતી ગોરાંરે અતી ફુટડાંરે. ૧
હું તમને પુછું મારા દેવકીજી વણુજારારે,
તમે કેમ શ્રીકૃષ્ણુ જોઇયારે. ૨
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડા વાગેરે,
પ્હોરે બે પ્હોરે જશ આરતીરે. ૩
આરતડી કરો દેવકીજીની કુખરે,
જેની કુખે શ્રીકૃષ્ણે જાઇયારે. ૪
ઓરડીએરે ઉભાં ને પરસાળે અજવાળાંરે,

કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાંરે. ૫
ઉગતા સુરજની રજ ખરી રે;
એનીરે રજે કંઇ મુજીયાજી ઘડીયારે,
અતીરે ગોરારે અતી ફુટડારે. ૬
હુંતો તમને પુછું મારા રૂક્ષમાણી વણજારારે;
તમે કોણ મુજીયાંજી જોઇયારે. ૭
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડાં વાગેરે,
પહોર બે પહોર જસ આરતીરે; ૮
આરતડીરે કરો રૂખમાણીની કુખેરે,
જેની કુખે મળીયાજી જોઈયાંરે. ૯
ઓરડીએરે ઉભાંને પરસાળે અજવાળાંરે;
કુળને અજવાળાંરે વાસુદેવતણાં. ૧૦



ઊંચી ઊંચી મેડી મારાં ઘરરે વીવાતા, તો પાડોસે નણુંદી વસેરે. ૧
વીરાની મેડીએ રૂડા કાચ ઢળાવું,
તો ત્યાંને ઢાળુંરે ભમર ઢોલિયારે. ૨
ત્યાં ચડી પહોડે મારી માડીનો જાયો,
તો વાએ ઢોળતાં ભાભી ફુટડારે. ૩
વાએ ઢોળતાં ભાભી ગોઠડીએ ગોઠયાં,
તો નણુદીને પાડોસે ન રાખીએરે ૪
દીઠું અણુદીઠું નણુદી સરવસ્ત્ર માગે,
તો નીતે ઉઠીને ક્યાંથી આપીએરે. ૫
ઘરની ઘણીઆણી તમે એવું શું બોલો;

તો બ્હેન વિના વીવાહ કોણ માલશેરે. ૬
સાત સોપારી મારી પાડોશણને આપું;
તો તે મારે અહીંયાં મહાલશેરે. ૭
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો,
તો બહેન વિના ગણુશે કોણ પુંજશેરે. ૮
ચોખાને લાડુ મારી ગોરાણીને આપું,
તો તે મારે ગણેશ પુજશેરે. ૯
ઘરની વહુઆરી તમો રાંધોને સીધો,
તો જમવાને બેસે મારી બેનડીરે. ૧૦
ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ,
તો બારીએને બેસે મારી બેનડીરે. ૧૧
ઘરની વહુઆરૂ તમે હેરાને ફેરા,
તો પકવાનને ઓરડે મારી બેનડીરે. ૧૨
ખાસડું ખંખેરૂ ગોરી ધણીએડ આવે;
તો રૂપૈયા ઉછાળુ બેની ના મળેરે. ૧૩
માડીના જાયા તુને દેઉંરે આશીષ,
તો સાતેને દીકરે હીંડજો મલપતારે. ૧૪
વ્હેવાણની જાઇ તુને દેઉં આશીશ,
તો સાતેને સોકે આંસું ઢાળજોરે. ૧૫

---

## ગણેશનું ગીત.

ગણેશપાટ બેસાડીએ, ભલા નીપજે પકવાન,
સગાં સંબંધી તેડીએ, જો પુજ્યા હોય મોરાર.
જેને તે આંગણે પીપળો, તેને ધન અવતાર,

સાંજે સવારે પુજીએ, જો પુજ્યા હોય મોરાર.
જેને પેટ ચાર દીકરા, તેનો તે ધન અવતાર,
ચારે વહુઓ પાએ પડે, જો પુજ્યા હોય મોરાર.
જેને પેટ ચાર દીકરા, તેનો તે ધન અવતાર;
સાંચ્યાં સાંચ્યાં ધન વાવરે, પુજ્યા હોય મોરાર.
જેને તે આંગણે જોટડી, તેનો તે ધન અવતાર;
સાંજે સવારે દોહી વલોવે, જો પુજ્યા હોય મોરાર.
રાતો તે ચુડો મારો રંગ ભર્યો, કોરોને કમખો હાથ;
ઘરચોળે ઘેડ ભાગીએ, જો પુજ્યા હોય મોરાર.
કાઠા તે ઘઉંની રોટલી, ગળગળીઓ કંસાર;
ભેગાં બેસીને આરોગીએ, જો પુજ્યા હોય મોરાર.

## ગીત ૧૮ મું.

પીઠી પીઠી ચોળોરે પીતરાણી.
પહેલી પીઠી ચડશેરે મારા જીયા વરને;
ઉતરતી ચડશેરે પેલી છોડીને.
પાકાં તેલ ચડશેરે મારા જીયા વરને,
કાચાં તેલ ચડશેરે પેલી છોડીને.
પડતી કેરી ખાશેરે મારા જીયા વર,
ગોટલાને ચુસશેરે પેલી છોડી.

## ગીત ૧૯ મું.

ઉકરડી નુતરતાં વનમાળીરે,
જડીઓ છે સોનાનો ખુટો કે ગુજરમાળીરે.
તેની ઘડાવેશ ટોટડી વનમાળીરે,
સોવરાવેશ જમણા કાને કે ગુજરમાળીરે.

ઉકરડી નુતરતાં વનમાળીરે,
જડીઓ છે લોઢાનો ખુંટો કે ગુજર માળીરે.
તેનો ઘડાવેશ દીવડો વનમાળીરે,
સોવરાવેશ જમણે હાથરે ગુજરમાળીરે.

## ગીત ૨૦ મું.

ઉંડોને કુવો જળ ભર્યોરે, ઇંટે વાળ્યો શેવાળ;
આથમણે ડગમગેરે.
હું તમને પુછું રતી વહુરે, કેમરે ફુલચંદભાઇ દુબળારે;
રાતે રમે રાણો સોગઠેરે, દહાડે દેશાઇઓની સાથ;
આથમણે ડગમગેરે.

## ગીત ૨૧ મું.

પાંચ વાનીનો લાડવો વનમાળીરે,
પીરસ્યો છે ઇચ્છા વહુને ભાણે કે ગુજરમાળીરે.
જમતાં મનસુખભાઈ સાંભર્યો વનમાળીરે,
ઘાલ્યો છે કાંચળીમાંય કે ગુજરમાળીરે.
ભરી સભામાં પડી ગયો વનમાળીરે;
ગધેડી થઇ છે ફજેત કે ગુજર માળીરે.

## ગીત ૨૨ મું.

જીરે આજ મેંતો અડદા પરવત નોતર્યારે,
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેંતો ચોર્યા પર્વત નોતર્યારે,
ચોળા તમે તો મારે વડીઓ મુકવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે.

જીરે આજ મેંતો ઘઉંના પર્વત નોતર્યારે,
ઘઉં તમે તો મારે કંસાર કરવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેંતો મગ પર્વત નોતર્યારે,
મગ તમે તો મારે પીઠા કરવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે.

---

## ગીત ૨૩ મું.

સોનાનો થંભ હીરે જડયોરે,
થંભનું નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે;
થંભનું નામ મોતીલાલ વીવાહ ઘેર આપણેરે.
સોનાનો ગજ હીરે જડયોરે,
ડોશીવાણીયા નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે;
ડોશીવાણીયા નામ ઝવેરભાઇ વીવાહ ઘેર આપણે
લાંબી લેખણે લેખાં લખેરે,
લેખાવટીયાના નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે;
લેખાવટીયા હીમતભાઇ નામ વીવાહ ઘેર આપણેરે.
સાંગામાંચીએ બેઠા પુન કરેરે,
પુનવંતા નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે,
પુનવંતા નવલબાઇ નામ વીવાહ ઘેર આપણેરે.
ઓરડામાં લખમી વાસો વસેરે,
લખમી નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે;
લખમીનું નામ કાશી વહુ વીવાહ ઘેર આપણેરે,
ખભેને કોથળી સોને ભરીરે;

નાણાવટીયા નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે,
નાણાવટીયા માણેકલાલ નામ વીવાહ ઘેર આપણેરે.
હાથમાં પાટીઓ સોઇ ભલીરે,
નીશાળીયાના નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે,
નીશાળીયા ભીખાભાઇ નામ વીવાહ ઘેર આપણેરે.
લાંબી પળસારે બાળક રમેરે;
બાળકનું નામ ન જાણું વીવાહ ઘેર આપણુરે,
બાળકનું સુરજ બેન નામ વીવાહ ઘેર આપણેરે.
તાંબાના બેડે પાણી ભરેરે,
પાણીયારી નામ ન જાણું વીવાહ ઘેર આપણેરે;
પાણીયારીનું પરસન વહુ નામ વીવાહ ઘેર આપણેરે.

---

## ગીત ૨૪ મું.

પાયે પાવઠડા ને કેશરીઆ વાઘા,
કાને સોનાની લોળોરે, કોઈ વરધ વધાવો.
એટલે રણુછોડરાય સીમાડે આવ્યા,
સીમાડે છત્ર ઢળાવોરે, કોઇ વરધ વધાવો.
એટલે રણુછોડરાય ભાગોળે આવ્યા,
ભાગોળે ભેળ્યો વગડાવોરે કોઇ વરધ વધાવો.
એટલે રણુછોડ રાય ચઉટડે આવ્યા,
ચઉટડે ચમર ઢળાવોરે કોઇ વરધ વધાવો.
એટણે રણુછોડરાય જાનીવાસે આવ્યા,
કલવો સાળીને હાથેરે કોઇ વરધ વધાવો.

એટલે રણછોડરાય ખડકીએ આવ્યા,
ખડકીનાં ખખડાયાં કમાડરે કોઇ વરધ વધાવો;
એટલે રણછોડરાય તોરણે આવ્યા,
પુખાણું સાસુને હાથેરે કોઇ વરધ વધાવો.
એટલે રણછોડરાય મોંયરામાં આવ્યા,
મામાજી કન્યા પધરાવોરે કોઇ વરધ વધાવો.

## ગીત ૨૫ સું.

ગોતરડાં ઉતારોરે ગોરજી. વહુ માગે છે સવઇયો ગોરજી,
વહુનો બાપ ભવઇયો ગોરજી. વહુ માગે છે રોકડો ગોરજી,
વહુનો બાપ દોકડો ગોરજી. વહુ માગે છે બાજરી ગોરજી,
વહુનો બાપ વાઘરી ગોરજી. વહુ માગે છે બદામ ગોરજી,
વહુનો બાપ હજામ ગોરજી. વહુ માગે છે આરશી ગોરજી,
વહુનો બાપ પારશી ગોરજી. ઇત્યાદી.

## ગીત ૨૬ સું.

ગ્રહશાંતી વેળા ગોરી રીસાવી બેઠાં, સસરો મનાવે તો મનાઉં;
ઓ લાડણી આછા ઘુંઘટ, વહુને વાલેરા લાગે.
કહો તો વહુવારૂ તમને તુશીઓ ઘડાવું, તનમનીએ રત્ન જડાવું;
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.

## ગીત ૨૭ સું.

લાડડો પાન ચાવે ને રસ ઢોળે,
લાડડો તો વળી વળી પાછું જુવે;
જાણે મારા બાપા સાથે આવે,
જાણે મારા સસરાનો રંગ રાખે;
લાડડો પાન ચાવે ને રસ ઢોળે.

લાડડો તો વળી વળી પાછું જુવે,
જાણે મારી માડી સાથે આવે;
જાણે મારી સાસુનો રંગ રાખે,
લાડડો પાન ચાવે ને રસ ઢોળે.
લાડડો તે વળી વળી પાછું જુવે,
જાણે મારા વીરા સાથે આવે;
જાણે મારા સાળાનો રંગ રાખે.

## ગીત ૨૮ મું.

ઘોડી તારે મુખડે રતન જડયાંરે બાઈ,
રતન જડયાંરે નંદલાલ સેરો અજબ બનીરે બાઇ.
વર બાપા તે વર બાપા કોણ સરાય કેહેવાયરે બાઇ,
જાણ સુંઢાણી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ.
વરબાપા તે વરબાપા આત્મારામ કહેવાયરે બાઇ,
જાન સુંઢાણી આગળ જાય શેરો અજબ બનીરે બાઈ;
ઘોડી તારે મુખડે રતન જડયારે બાઈ,
રતન જડયારે નંદલાલ શેરો અજબ બનીરે બાઇ;
વરમાડી તે વરમાડી કેઇ બાઇ કહેવાયરે બાઇ,
જાન સુંઢાડી આગળ જાય શેરો અજબ બનીરે બાઈ;
વરમાડી તે વરમાડી જીવકોર બાઇ કહેવાયરે બાઇ;
જાન સુંઢાણી આગળ જાય શેરો અજબ બનીરે બાઇ.

## ગીત ૨૯ મું.

લીલી ઘોડીને પીળો ચાબખો, ઘોડી ઘણું ગાજે;
લીલડાં જડીત્ર પલાણ, વહેવાણ મારી છંદે નાચે.
છંદે છુંદાવ્યારે છુંદડાં ઘોડી ઘણુ ગાજે.

હોંશે રંગાવ્યા કાળા દાંત, વ્હેવાણુ મારી છંદે નાચે,
ઘોડી ચઢી જીયાવર સંચર્યા, ઘોડી ઘણું ગાજે.
મોહી રહ્યા ચારે દેવ વહેવાણુ છંદે નાચે,
પેહેલેને વિશ્વનાથરે મોહી રહ્યા, ઘોડી ઘણું ગાજે,
ગયામાં ગદાધર દેવ, વહેવાણુ મારી છંદે નાચે,
ચોથલે મહાકાળેશ્વર દેવ, વહેવાણુ મારી છંદે નાચે,
ચારોએ મોહીને શું કીધા ઘોડી ઘણું ગાજે.

## ગીત ૩૦ મું.

કુંવર હેલ દઇ ચડીયા, તારા વેરીને ધ્રાસકા પડીયા,
કુંવર દહીંનાં ગોરસ ખાટાં, તારા વેરીનાં હૈયડલાં ફાટાં;
કુંવર દહીંનાં ગોરસ મીઠાં, ત્હારા વહાલાએ અચરત દીઠાં.
કુંવર ખુંચે છે અસરો ને મસરો, જોવા આવ્યાં તે સાસુ ને સસરો.
કુંવર ખુંપે તે જડીઆરે બાપ, સાજનમાં સોહ્યે જીયાવર બાપ.
કુંવર ખુંપે તે જડીયારે હીરા, સાજનમાં સોહ્યે જીયાવરના વીરા.
કુંવર ઘોડે છે ફુલની પાખર, તારૂં સભા શોભુરે સાજન.
કુંવર ઘોડે ફુલની વાડી, કરવડી ઝાલે જીયાવરની માડી.
કુંવર ઘોડા પાછળ કામધેન, રથે બેસે જીયાવરની બ્હેન.

---

## ગીત ૩૧ મું.

બેનો ઉમલ્યો ઉમલ્યો આવે છે,
બેનો લંકાગઢ વાણુ પુરાવે છે;
બેનો બેનડીની ઝાલ ઘડાવે છે;
બેનો ઉમલ્યો ઉમલ્યો આવે છે.
બેનો ત્યાં થકી સોની તેડાવે છે;

એનો બેનડીને ઝાલ ઘડાવે છે,
એનો ઉમલ્યો ઉમલ્યો આવે છે.
એનો ભરૂચગઢ વાણુ પુરાવે છે,
અને ત્યાં થકી જડીયા તેડાવે છે;
એનો બેનડીને ઝાલ ઘડાવે છે;
એનો ઉમલ્યો ઉમલ્યો આવે છે.
એનો અમદાવાદ વાણુ પુરાવે છે,
એનો ત્યાં થકી પટવા તેડાવે છે;
એનો બેનડીની ઝાલ ગંઠાવે છે,
એનો ઉમલ્યો ઉમલ્યો આવે છે;
એની નગરીમાં ધુમ મચાવે છે,
એનો ઉંઘતા લોક જગાડે છે.

---

## ગીત ૩૨ મું.

હાંરે બના મેરી ગલી મત આવો, મોતીલાલ બના છે
જેની બેઠક છોડ દો.
હાંરે બના છોડદોરે દીલ ખોલ દો, હાંરે બના મેરી૦
હાંરે બના લંકાગઢ વહાણુ પુરાવીએ,
હાંરે બના ત્યાં થકાં સોનાં અણાવીએ,
હાંરે બના બનડીકી ઝાલ ઘડાવો, મોતીલાલ બના છે જેની.
હાંરે બના હડમચગઢ વહાણુ પુરાવીએ,
હાંરે બના તાં થકાં હીરા અણાવીએ;
હાંરે બના બનડીકી ઝાલ જડાવો, મોતીલાલ બના છે જેની.
હાંરે બના સીધડગઢ વહાણુ પુરાવીએ,

હાંરે બના તાં થકાં મોતી અણાવીએ;
હાંરે બના બનડીકી ઝાલ પરોવાવો, મોતીલાલ બના છે જેની.

## ગીત ૩૩ મું.

હાંરે બના કિન્ને બતાઈ તુને મેરા ગલીયાં;
મેરી ગલીયાંરે ગુલાબી છડીયાં, હાંરે બના કિન્ને.
હાંરે બના ચીરાનો તેરા લાલ બનીયા,
લાલ બનીયારે ગલાબ બનીયા, હાંરે બના કિન્ને. ૧
હાંરે બના નીમા તો તેરા લાલ બનીયા;
હાંરે બનીયારે ગુલાબ બનીયા હાંરે બના કિન્ને. ૨
હાંરે બના મોજાં તો તેરા લાલ બનીયાં,
લાલ બનીયાંરે ગુલાબ બનીયાં, હાંરે બના કિન્ને. ૩

---

## ગીત ૩૪ મું.

એક લીલી તે લીલડી,
એક લીલુડાં જડીત્ર પલાણુરે જગ લીલડી.
મારા સોઇ ઘોડાને બસે હાથીઆ,
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો;
મારી કેમ કરી રહેશે લાજરે જગલીલડી.
મારા ફીયા ભાઇએ સાનમાં સમજાવીયાં;
મારા લલુભાઇએ સાનમાં સમજાવીયાં;
તમારી બહેરી રાખીશું લાજરે જગલીલડી.
એક લીધી તે લીલી લીલડી;
એક લીલડી જડીત્ર પલાણુરે જગલીલડી.

મારા સોએ ઘોડા ને બસે હાથીઆ,
મારા ઘોડા દેખીને વેવાઈ બી ગયો;
મારી કેમ કરી રહેશે લાજ જગલીલડી.
મારા ફીયા ભાઇએ સાનમાં સમજાવીયા;
તમારી ભલેરી રાખીશું લાજરે જગલીલડી.

## ગીત ૩૫ મું.

આજ મારૂ વાજીંત્ર કરે ઝમકાર,
તો જેમરે વાગે ને સાજન મળેરે. ૧
વાગતું વાગતુ પોળમાં પેઠું;
તો ઘરરે વેવાઈનાં ક્યાં છે રે. ૨
ઉંચલા અવાસ ને નીચલા દરવાજા;
ત્યાં મોતી જડયાં તોરણુ બારણેરે. ૩
ચોકમાં ચંપો પરશાળે નાગરવેલ;
તો ગોરીએ દીવા અજવાળીયારે. ૪
સાત દીકરડા તું જણુ મોરી ગોરી;
તો જેમ દ્રવ્ય ખરચુને રવ ચડેરે. ૫
એક દીકરડી તુ જણુ મોરી ગોરી;
તો સાજન જમાડું ઘર આપણેરે. ૬
બાપે માંહેરામાં આપીરે બેટડી;
તો માડીએ આપી જોટડીરે. ૭
રાચ રચીલું બેનને સાસરે આપો;
તો ભેંસ દેવા ભલી તાંબડીરે. ૮
ચીરના ચંદરવા ચાદરના ગલેચા;
તો મછલી બંદરના ચોરસારે. ૯

બરાનપુરી ગોરી વીજાપુરી ઝારી;
તો નવારે નગરના વાડકારે. ૧૦
ત્રાંબાના તકીયા પીતળના પાખરીયા;
તો નવી સુખડના પાટલારે. ૧૧
એટલું લઈ બેન સાસરે જાજો,
તો લાજ વધારજો આપણીરે. ૧૨

## ગીત ૩૬ મું.

મારા નવલા વેવાઇ તને વીનવું, તારી સાંકડી શેરી વળાવને;
મારૂં મોટાનું શાજન આવશે, તારા ઉકરડા દેખીને લાજશે.
તારાં છૈયાં છોકરાંને મારશે, તારાં ધપડાં બુઢાંને દાટશે;
તને નફટને નહી લાજરે, તને નીરલજને શું કહીએરે.

## ગીત ૩૭ મું.

કુંવર હેલો દઇ ઘોડે ચડીયા, એમના વેરીને ધાશકા પડીયા;
દહીં દુધનાં ગોરસ ખાટાં, એમના વેરીનાં હઇયાંરે ફાટયાં.
દહીં દુધનાં ગોરસ ભરીયાં, એમના વાલાનાં હઇયાંરે ઠરીયાં.

## ગીત ૩૮ મું.

વર તો બહુ હોંશીલો વર તો બહુરે ખાંતીલો;
એની મરઘા નયણી જુવે વાટરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો સોનાની શેરી વચ્ચે સંચર્યોરે;
વરને ઉતરીઓ વશાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો માળીડાની શેરી વચ્ચે સંચર્યોરે;
વરને ખુપ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યોરે;
વરને શ્રીફળ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.

વર તો ડોશીડાની શેરી વચ્ચે સંચર્યો;
વરને સરબંદ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો તંબોળીડાની શેરી વચ્ચે સંચર્યોરે;
વરને પાન વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.
ઈત્યાદી.

## ગીત ૩૯ મું.

તુંતો જમ જમરે જમઈડા કલવો, તારી માડી પીરસે કલવો;
તારી સાસુએ પીરસ્યો કલવો, તારી સાસુ હઈયાની ભોળી.
તને ધીમાં રાખશે ઓળી, તારી માડી તે હઈડાની કપટી,
તંને મીઠું નહી મેલે ચપટી, તારી ગાંડે આવડો શો મચકો;
તને ગોળ ન આપે કદી લચકો.

## ગીત ૪૦ મું.

મારી ઉંઘણુ વેવાણુ જાગેરે, તારા પછવાડે થઈ રહ્યા છે સોરરે;
મારા પગ સુજીને થયા થાંભલા, પેલી વેવાણુને લઈ ગયા જાંગલા.
મારા પગ સુઝીને થયા આરશી, પેલી વેવાણુને લઈ ગયા પારશી.

## ગીત ૪૧ મું.

શેરી શેરી ઘુઘરડા વાગે છે;
કોઈ ઉમરાવ જાદો આવે છે.
કોઈ જાણુ કરો પીછાન કરો;
પેલા નવલા વેહેવાઈને જાણે કરો.
પેલા કોડીલા વેહેવાઈને જાણુ કરો,
તારી શેરી છે સુગાળીરે;
તારી ઘર ધણીઆણી કાળીરે.
મારી જાનમાં આવ્યા મોટારે;

વહેવાણુ જળ ભરી લાવો લોટોરે;
વેહેવાણુ લેજેરે કંકાવટી,
તારે બારણે આવ્યો નાણાવટી.
વેહેવાણુ લેજેરે સોપારી,
તારે બારણે આવ્યો વેપારી.
વેહેવાણુ લેજેરે સુપડલું,
તારા ભવનું તે ભાંગુ દુખડું.
તારા ચુલા પછાડી ગાળોરે,
તારે દીકરા જણ્યાનો ચાળોરે.
તારા ચુલા પાછળ ઇંટરે,
તારે દીકરી જણ્યાની રીતરે.
તુંતો દીકરી જણી જણી થાકીરે,
આંબા કેરીની પેઠે પાકીરે.

## ગીત ૪૨ મું.

હળવે હળવે પોંખે મોટા ઓખારે,
બાળાવરને વાગશે સાઠી ચોખારે;
રવઇયે ના પાકેશ વેવણુ,
રવઇયો તારે વલોવા જોઇશું;
સાંબેલે ના પાકેશ વેવણુ,
સાંબેલું તારે ખાંડવા જોઇશું;
તરાકે ના પાકેશ વેવણુ,
તરાક તારે કાતવા જોઇશું.
સળીએ ના પાકેશ વેવણુ,
સળીયો તારા બાપના પળીયા,

સંપટે ના પાકેશ વેવણુ,
સંપટ તારે દીવો કરવા જોઇશું.
ધુંસરે ના પાકેશ વેવણુ,
ધુંસરૂ તારે ગાડે જોઇશું.

### ગીત ૪૩ મું.

લીપ્યા ગુંપ્યા ઓરડા સાપોલીયું જાય,
ફુલચંદની ગાંડમાં સાપોલીયું જાય.
જાય મુછો મરડતું સાપોલીયું જાય;
જાય ધડાકા લેતું સાપોલીયું જાય.
ઓ એના બાપા સાપોલીયું જાય,
દીઠું હોય તો કહાડરે સાપોલીયું જાય.

### ગીત ૪૪ મું.

સુરત શહેર વસે એક સોનીરે;
સોની ઘડજે લાડકાની પોંચીરે,
એની પોંચીએ ઝાઝા હીરારે;
પોંચી લાવે લાડકાના વીરારે.
બાજુબંધના સરખી પોંચીરે,
મુંબઇ શહેર વસે એક જડીઓરે;
જડીયા જડજે લાડકાની પોંચીરે;
એને પાંચીએ ઝાઝા આંબારે;
પોંચી લાવે લાડકડાના મામારે,
બાજુબંધના સરખી પોંચીરે;
ભરૂચ શહેર વસે એક પટવોરે.
પટવા ગાંઠ લાડકાની પોચીરે;
એની પોંચીએ ઝાઝી ખાપરે.

પોંચી લાવે લાડકાના બાપરે,
બાજુબંધના સરખી પોંચીરે.
અમદાવાદ વસે એક ઝવેરીરે;
ઝવેરી પારખ લાડકાની પોંચીરે;
એની પોંચીએ ઝાઝા મોતીરે;
પોંચી લાવે લાડકડાની માશીરે,
બાજુબંધના સરખી પહોંચીરે;
ત્યાંતો નવરંગ માંડવ રચીઆરે,
ત્યાંતો નટવર ચડીયા ઘોડેરે;
વર કન્યા પરણીને ઉઠયાંરે.

## ગીત ૪૫ મું.

અમારૂં જીરૂં તમારી વલીયારી,
એ બે પરણાવો વેવઈયા સંપજ રાખો,
એ બે બોલે બનશે વેવઈઓ સંપજ રાખો.
અમારા હીમતભાઇ તમારી પરસન વહુ એ બેને પરણાવો;
વેવઇઓ સંપજ રાખો, એ બેને બોલે બનશે, વેવઇઓ,
સંપજ રાખો એ બેને જુગતે જોડું વેવઇઓ સંપજ રાખો.

## ગીત ૪૬ મું.

વર કન્યા કંસાર જમે, વેવણની તો દાઢ ગળે,
લાડાને કંસાર ન ભાવેરે, લાડી તો ડુચેડુચે ખાએરે,
લાડો તો સકાળમાંથી આવ્યોરે, લાડી તો દુકાળમાંથી આવીરે.

## ગીત ૪૭ મું.

વર કન્યા કંસાર જમે જાનઇયાની દાઢ ગળે,

કોળાયો કંસાર આપે તો ખાઇએરે;
નહીં તો આશા મુકી ઘેર જઇએરે.

## ગીત ૪૮ મું.

એક ઝારા ઉપર ઝારીરે, એતો કન્યા થઇ અમારીરે;
એતો અમારાં કહ્યાં કરશેરે, એની માને મોઢે ચઢશેરે.

## ગીત ૪૯ મું.

સામા ઓરડામાં અધમણ જીરૂં,
જીઆવર પરણે હું તો ઘડીએ ના ધીરૂં;
તળીયાં ઘીમાંના ઘેબર મુજને મીઠેરાં લાગે.
સામા ઓરડીઆમાં અધમણ અડદી;
જીઆવર પરણે હું તો જોઇને ઠરતી,
તળીઆં ઘીમાંનાં ઘેબર મુજને મીઠેરાં લાગે.
સામા ઓરડીઆમાં અધમણ મીઠું,
જીઆવર પરણે મેંતો અચરજ દીઠું;
તળીઆં ઘીમાંનાં ઘેબર મુજને મીઠેરાં લાગે.

## ગીત ૫૦ મું.

લાડી આપી પાડી આપી, જાનઇયાની માડી આપી;
તોય લડધા માંડવા હેઠેરે.
ઇડરીયો ગઢ જીત્યારે આનંદ ભલા,
લોક કહેતે મોતીભાઇ જીુઠારે આનંદ ભલા.
એતો દીકરો પરણાવીને ઉઠયારે આનંદ ભલા;
લોક કહેતાં ફુલચંદ સાચારે આનંદ ભલા,
એતો, દીકરી પરણાવીને નાચ્યારે આનંદ ભલા'

## ગીત ૫૧ મું

અમે આવ્યાતા રંગભર રમવારે,
અમે આવ્યાતા પરસન વહુને લેવારે;
અમે આવ્યાતા પરસન વહુને જોવારે;
એના જોવામાં શું જોશોરે.

---

## ગીત ૫૨ મું.

તાંબા કુંડી તે નગર સોહામણી,
માંહી ભરીએલ ગવરીના ધીઅ;
સાહેલીરે આંબો મોરીઓ.
મારા ફીયાભાઈનાં વાજીંત્ર વાગીયાં.
પેલા વેવાઈનાંરે પડીયાં નીશાન,
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબા કુંડી તે નગર સોહામણી,
માંહી ભરીએલ ગવરીના ધીઅ;
સાહેલીરે આંબો મોરીઓ.
મારા ફીયા ભાઈની મેડીએ દીવા બળે;
મારા વાડીલાલની મેડીએ દીવા બળે;
પેલા વેવાઈનારે ઘેર અંધારાં,
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબા કુંડી તે નગર સોહામણી;
માંહી ભરીએલ ગવરીના ધીઅ,
સાહેલીરે આંબો મોરીઓ.
મારી કેઈ વહુને પહેરણુ સાડી ભલી,

